છાપી પ્રસિદ્ધ કરનાર

કેશવ હ. શેઠ

રતિલાલ એસ. કોઠારી



ખડાયતા મુદ્રણકલા મન્દિર

ચાર રસ્તા, અમદાવાદ

પ્રથમાવૃત્તિ ◆ બારઆના ◆ ભાદ્રપદ પૂર્ણિમા, '૯૫

## વીરપસલી—

ભવરણમાં ભમતાં રમતાં વાયુ વગડાના વાયા જો ને ;
ઉડનો રસતરસ્યો ફૂલભમરો શોધે શીતળ છાયા જો ને :

સુણે કદિ ધીમી ધીમી અગમ્ય બ્રહ્મબંસરી,
સુણી સુણી ઉડે દૂરે સૂરે સૂરે જ સંચરી ;
ઠર્યો જઈ બજન્ત જ્યાં અનન્ત સિન્ધુ-ખંજરી,
દીઠી મીઠી મીઠી મહેંકતી મધુપમંજરી !

ભવરણવગડે ભમતાં એને વસન્તવાયુ વાયા જો ને ;
લાધી અમૃતવલ્લરી લીલી : લાગી રમતાં માયા જો ને :

ઝરે મૃદુ મૃદુ શીળી શીળી મધુર ચન્દની-
ઝીલી ઝીલી, ખીલી કળી કવિતરંગ-અંજની ;
કળી કળી વીણી વીણી ગુંથેલ 'રાસમંજરી',
અરે પદામ્બુજે મધુપ, ગુર્જરાષ્ટ્ર-સુન્દરિ !

જગતતીર્થની જગદમ્બા ! તુજ કુંજે રાસ વવાયા જોને ;
ફલિત ફાલ એ ત્હારો, તુજ વણુ સમર્પું રસમાયા, કોને ?

# સાંકળિયું

## આ પુસ્તકના આશ્રયદાતા

શ્રી૦ **બાલુભાઇ ટી. દેસાઇ,**

**B·A·LL·B; M·L·C·** ( મુંબઇ )

## તેમના સ્વ. પિતાજી

# શ્રી૦ ત્રિભુવનદાસ દલસુખરામ દેસાઇનાં જીવનસ્મરણો

**સંસ્કાર**, એવા અવતાર. બીજ ફાવે તેટલું ફળદ્રુપ હોય, છતાં એને માફકનાં ખેડ ખાતર ને પાણી ન હોય તો વાવેતર વેડફાઇ જાય કે બીજનું કલેવર કથળી જાય.

એથી ઉલટું, કલમી આંબાનો ઉછેર—એનું પાલન ને પોષણ—સુન્દરતર સંસ્કારોવડે અને ઘટતી સંભાળપૂર્વક થાય, તો આંબાની એ કલમ, કાળક્રમે ઘટાટોપ અમરાઇ બને અને ફળ—મંજરીએ ફાલેફૂલે.

મુંબઇ—ધારાસભાના પ્રજાનિયુક્ત સભ્ય મુરબ્બી શ્રી બાલુભાઇ દેસાઇને જ્યારે પણ જોયા હશે, ત્યારે તીર્થસ્વરૂપ એમના પૂજ્ય પિતાજી ને જગદમ્બા સ્વરૂપ એમનાં જનનીએ સિંચેલા ઉત્તમ સંસ્કારોની છાપ, આ હ્રદયપર એવી પ્રતિબિમ્બિત થઇ છે, કે એમને વાસ્તે કલમી આંબાનું રૂપક કુદરતી રીતે જ વપરાઇ જવાય છે.

મારા નમ્ર મત પ્રમાણે, શ્રી૦ બાલુભાઇ દેસાઇનું શુદ્ધ સ્વદેશાભિમાન, સ્વદેશહિત માટેની લડતનો જબ્બર જુસ્સો, ઉદાર ભાવનાયુક્ત એમનું દાનશીલપણું, તેજોજ્જ્વલ બુદ્ધિમત્તા ને સમર્થ કર્તવ્યશક્તિ—એ સૌ સદ્‌ગુણોનો સંસ્કાર—વારસો, એમને પુણ્યશાળી માતપિતા તરફથી જ મળ્યો છે.

શ્રી૦ બાલુભાઈ દેસાઇનાં માતુશ્રી, ગં. સ્વ૦ જડાવબાનું જીવન, "જીવનસ્મરણો" પુસ્તકના વાચકોથી અજાણ્યું નથી. આજ એમના પિતાશ્રીનાં કેટલાંક સુમધુર સંસ્મરણો અહીં તાજાં કરીએ :—

મંગળાચરણે જ જે મહત્વનું સ્મરણ થાય છે તે એ, કે "શરીરે સુખી, તો સુખી સર્વ વાતે,' એ તેમનું જીવનસૂત્ર હતું. આજનાં વ્હેંતિયાં જીવનને ધડો લેવાયોગ્ય, એમનો જે ઉત્તમ સદ્‌ગુણ, તે આરોગ્યસંરક્ષણનો. પોતે 'વન' વટાવ્યા પછી, છેક ૬૯ વર્ષ જેટલી બુજર્ગ વયે વૈકુંઠવાસી થએલા : 'શિવ' એટલે કલ્યાણ : સ્વ૦ ત્રિભુવનદાસ, સન્ ૧૯૦૧ની મહાશિવરાત્રિએ શિવપદ–એટલે કલ્યાણપદ–પામ્યા હતા; અને હવે ક્ષણભર એમના પુત્રરત્ન બાલુભાઇ દેસાઇ સામે મીટ માંડી રહો. શું જણાય છે ? પચ્ચાસે વર્ષેય, આજના જુવાનડાને લજવાવે એવા મજબૂત અંગબાંધો ને કસરતથી કસાયલા કુસ્તીબાજ મલ્લ સરખા સર્વાંગરનાયુ ! પિતા તરફથી પુત્રને મળેલો પહેલો વારસો તે અંગબળ ને આરોગ્યનો.

ઘણાય વિદ્વાનો વિદ્યાભ્યાસંગી દીઠા છે, પણ ગણિત ? એ ગુલાબી ગુણીજનો ગણિતમાં કેવું ગોથું ખાઇ જાય છે ? ત્યારે સ્વ૦ ત્રિભુવનદાસનો તો પ્રિય વિષયજ ગણિત હતો ! અને શ્રી૦ બાલુભાઇ ? એમનું આંકડાશાસ્ત્ર જાણવું હોય, તે મુંબઇની મ્યુનિસિપાલટીમાં કે ધારાસભામાં એમને એકાદવાર સાંભળી આવે.

સ્વ૦ ત્રિભુવનદાસને ધાર્મિક ગુણગાથા ઘણી વ્હાલી હતી; અને શ્રી બાલુભાઈ નગદધર્મી નથી એમ કોણ કહેશે ? સ્વર્ગસ્થ, સાહિત્યવાચનના પણ રસિયા હતા, ત્યારે શ્રી૦ બાલુભાઇ, સાહિત્યઉત્તેજનના ઓછા રસિયા નથી : એમના પિતાજીના જીવનનો મુદ્રાલેખ હતો–" Plain Living અને High Thinking. " શ્રી૦ બાલુભાઇના હૃદયની પિછાન, એમના જીવન માટે પણ એજ સૂત્ર ઉચ્ચરાવે છે. સ્વર્ગસ્થની પરોપકારી ભાવના ને દાનપરાયણતા પણ શુદ્ધ ને સાત્વિક હતી : ગમે તો જ્ઞાતિભાઇ હોય કે આંગણે અજાણ્યો આદમી આવી ચડયો હોય : આશાભર્યો આવે ને હસતે વદને વદાય થાય. શ્રી૦ બાલુભાઇએ ય તેમની જ્ઞાતિના કેળવણીભંડોળમાં તેર તેર હજાર જેવી નાદર રકમનું દાન દેવા ઉપરાંત, વતન, સમાજ ને

સ્વદેશહિતની કેવી કેવી પ્રવૃત્તિઓને પોષી છે. તે "અંજલિ"માંનું અર્પણ, બુલન્દ અવાજે બોલે છે જ.

તે વખતના પગાર તદ્દન ટુંકા; અને બહોળા કુટુમ્બનો સંસારભાર એકલી જાતે ઉપાડવો પડતો. 'તેવડ ત્રીજાભાઇ'ની સગાઇ ન હોય, તેને ત્યાં "તેર તૂટે ને સાત સન્ધાય"–એવી જ સ્થિતિ થાય. ત્રિભુવનદાસ છેક બચપણથી જ પિતાની છત્રછાયા–સૂના થએલા, ને આર્થિક સ્થિતિ બીલકુલ સામાન્ય; ચાળીસેક રૂપિયાના દરમાયામાં સંસારધુરા વ્હેવાની: તેમાં વળી શ્રી૦ બાલુભાઇ અને એમના મોટાભાઇ સ્વ૦ મણિલાલને ખર્ચાળ કેળવણીમાં નિષ્ણાત કરવા: એ હકીકત આજનાં મધ્યમ સ્થિતિનાં કુટુમ્બોએ ધ્યાનમાં લેવા જેવી નથી શું? ઇચ્છા જ હોય, તો ગણતરીની ગરીબ આવકમાંય ઉછરતી પ્રજાને ભણતર ભણાવી શકાય. અલબત, આવા સંજોગોમાં ગૃહિણીનો સાથ હોય, તો જ હાથ મજબૂત રહે. ગં૦ સ્વ૦ જડાવબા–શ્રી૦ બાલુભાઇ દેસાઇનાં માતુશ્રી–ઘરસંસાર નિભાવણ કલાનો, ધડો લેવાયોગ્ય નમૂનો હતાં.

સ્વ૦ મણિલાલભાઇ બુદ્ધિના સમુજ્જ્વલ સિતારારૂપ હતા; સમસ્ત ખડાયતા જ્ઞાતિમાં બીજા જ બી. એ; એલ્‌એલ. બી. હતા; અમદાવાદના વકીલમંડળમાં આજેય એમનું નામ ઘણાને મુખડે રમી રહેલું અનુભવાય છે. એવી તેમની જ્વલન્ત વકીલાત હતી. "બાલુભાઇ દેસાઇ કોણ?" અમદાવાદના વયોવૃદ્ધ વકીલમંડળને પૂછો. એક જ ઉત્તર મળશે કે "સ્વ૦ મણિલાલભાઇના ભાઇ!" એમનું અકાળ અવસાન, તેમના પિતાને કારી ઘા સમાન નિવડે તેમાં શી નવાઇ? ખરેખર, એ આઘાતે જ, માત્ર છ માસ જેટલા સ્વલ્પકાળમાં ત્રિભુવનદાસનો કાળ થએલો!

સ્વ૦ ત્રિભુવનદાસે સર્વેયર તરીકેની શરૂઆત સુરત જીલ્લાથી કરેલી; પછી તેઓ અમદાવાદમાં સિટિસર્વેયર તરીકે નિમાયા

હતા. તે પછીની સર્વેયર તરીકેની સેવા, ઠેઠ સુધી તેમણે કાઠિયાવાડ પ્રદેશને આપેલી. પોતાના લઘુ બન્ધુ શ્રી૦ જેકીશનદાસને પણ આ જ દિશામાં કેળવીને જુનાગઢમાં સર્વે સુપ્રિન્ટેન્ડન્ટની પાયરીએ પહોંચાડયા હતા. શ્રી૦ બાલુભાઇ દેસાઇ સિટિસર્વેયર નથી; 'સિટિઝન' છે: જેમની નાગરિકતાને મુંબઇની વિશાળ જનતા નતમસ્તકે નમે છે ને વારંવાર એમની સેવા માટે આરજુમન્દ રહે છે.

સ્વ૦ ત્રિભુવનદાસ સહૃદયી હતા. અત્યંત કુટુમ્બવત્સલ હતા, આડંબરી નહિ પણ નરદમ સાદા હતા. એમના દિલમાં સદોદિત ઇશ્વરભક્તિ છલકાતી, એ ભાંગફોડીઆ ભાંજગડમાં ભળતા જ નહિ, એમના શ્વાસે, પરોપકારની સુવાસ ફોરતી: શ્રદ્ધા ને મમતા, સલાહ ને સહાય, એ તેમનામાં તરી આવતી વિશિષ્ટ ગુણલક્ષ્મી હતી: જે તત્વોનું દર્શન, શ્રી૦ બાલુભાઇમાં પણ આપણને થાય છે જ.

અને કોણ કહેશે કે સ્વ૦ ત્રિભુવનદાસના આ સોનેરી સપુનો છબી રૂપે મઢી લેવા યોગ્ય નથી? પોતે માનતા: "સ્વધર્મ અને વિશુદ્ધ સંસ્કાર સિવાય, અરિસા જેવું સ્વચ્છ ચારિત્ર્ય કદી ન બંધાય; અને માણસ સદ્‌ચારિત્ર્યશાલી ન હોય, ત્યાં સુધી તેની પ્રગતિનાં દ્વાર વસાયલાં જ રહેવાનાં: સંજોગવશાત્ એવો કોઇક આગળ વધે, હોય તેનાથી દેશનું કશું જ દારિદ્ર ફેડાવાનું નહિ. વાસ્તે પ્રત્યેક વ્યક્તિએ ચારિત્ર્યવાન થવું જોઇએ અને તે માટે પવિત્ર આપણાં આર્યધર્મ-શાસ્ત્રોનો અભ્યાસ આવશ્યક છે."

આવી પ્રશસ્ત ભાવના ધરાવનાર, પુણ્યશાળી ને પવિત્ર જ્ઞાતિ-સજ્જન શ્રી૦ ત્રિભુવનદાસ દેસાઇનું નામ આ પુસ્તક સાથે સંયુક્ત કરવા દેવા માટે મુરબ્બી શ્રી૦ બાલુભાઇ દેસાઇનો, ખરેખર, ઓશિંગણ છું.

કેશવ હ. શેઠ

# કાગળ

**શ્રીમતી...બ્હેન.**

ચિ૦ રાસમંજરીના ફરમા પાછા મળ્યા. જોતાં જણાયું, કે તમે કેવળ વિહંગાવલોકન નથી કર્યું: એમાં ઉંડું નિમજ્જન થયું છે: નહિ તો અન્દર આવું સુન્દર ટિપ્પણ થાય જ નહિ ને!

માનશો? એ વાંચતાં ખૂબ મઝા પડી! પ્રત્યેક ટિપ્પણ તમારી પ્રતિકૃતિની પ્રત્યક્ષ ઝાંખી થાય છે–માત્ર ઝાંખી નહિ: એક-એક ટાંચણ, એટલે તમારે હાથ બેઠેલા પેલા 'જલતરંગ'ના જાણે હૃદયસ્પર્શી રણકો!

...એ 'પ્રશ્નાર્થ' ને એ 'આશ્ચર્ય ચિહ્ન' વગેરેને, 'અલ્પ' કે 'અર્ધ' વિરામ નહિ, પણ 'પૂર્ણ–વિરામ' જ આપી દઉં! જુઓ ત્યારે:–

"માસિકોમાં ને સંગ્રહોમાં છપાયલી કેટલીક કૃતિઓનું કલેવર આમાં છેક જ ફરી ગયું છે:" કબુલ કરૂં છું. સમય ને શક્તિએ સાથ દીધો એટલી શબ્દચાળવણી કીધી.

એમ માનું છું, કે છન્દોને ઝાઝા ન મઠારાય તો કદાચ ચાલે; પણ ગીતોની ગુંથણી ને એટલી ગુંચરહિત હોય તે જ બ્હેતર. ઝટ સમઝણ પડે એવા શબ્દોમાં લખું તો, સર્જનમાં વસ્તુ, કલ્પના, ધ્વનિ, કલા કે પ્રતિભા તો જે હોય તે; તથાપિ, માફક ઢાળ ન હોય, રચના સરળ ન હોય, ભાવની કુમાશ ને ભાવને આબાદ બન્ધ-બેસતી સુમધુર શબ્દાવલિ ન હોય, તો ગીત તેના ખરા સ્વરૂપે

નહિ જ બોલવાનું. મારે મતે તો, સુવર્ણકાર કે જડિયાના નકસી કામ જેવું જ રાસ-ગીતોનું Touching આવશ્યક છે. અલ્બત, જેવું ટાંકણું, તેવું Touching.

" જગપ્રલય "ના રાસડામાં ' કલા ' ? બ્હેન, એ તો પ્રસંગ-ચિત્ર છે-કોપેલી કુદરતનું લીલાદર્શન છે. " મિરાતે અહમદી "માં પેલા કાળમુખા ત્રણ દુષ્કાળનું વર્ણન વાંચ્યું હશે : એ સત્યાસીઓ, ને એક સુંવાળો [ ૧૬૮૭ : ૧૭૮૭ : હી. સ. ૧૧૩૦ ] વળી, વલ્લભભટ્ટકૃત કળિકાળના ગરબામાં ય છેલ્લા દુકાળનું આછું આલેખન થયું છે જ :- -

" અકરાકર અતિ થયુ હો બહુચરી, માડા ગુઠા મેહ
 ...  ...  ...
" ઉદર થકી ઉપજાવિયા હો બહુચરી, ઉભયતણા જે અંશ,
" તે તન પેટ તજાવિયાં હો બહુચરી, વિક્રય કીધા વંશ"-- વગેરે

આ સૌ જેવાં દુકાળદર્શનો, તેવાજ, સુરતમાં સળગેલા દાવાનળનો દુઃખદરાસડો; મલ્હારરાવનો લોકરાસડો; જસમાનો શીયળરાસડો; પંજાબની ડાયરશાના નિર્દય સંભારણારૂપ ત્રિભુવન વ્યાસનો રતન-રાસડો: એવા મહારૈલને આલેખતો આ કરુણ રાસડો. કબૂલ કરશો કે ગદ્યવર્ણનો કંઠસ્થ ન થાય-એટલે એ દીર્ઘાયુ પણ ન બને. સોને-ટ્સમાં શેક્સપિયરે કહ્યું છે તેમ, કવિતાના જડતરથી જ સ્મરણો તો જળવાઈ રહે: બેશક, જડતરમાં જેટલું જવાહીર, એટલું એનું જીવન.

" તુળસીવિવાહ " વિષેનું ટિપ્પણ વાચીને તાજુબ થયો ! કલ્પો છો એવી અટકળ એક મુરબ્બીએ ય કરેલી; પણ ખરી કલ્પના નિરાળી છે. 'તુળસીવિવાહ'નાં તુળસી તે છન્દે અભડાવેલાં

વૃન્દા મૃદુલ નહિ. આ તો છે વૈષ્ણવી સમ્પ્રદાયનાં કૃષ્ણતુળસી: દેવઉઠી એકાદસી પછી, કાર્તકી પુર્ણિમાએ, તુળસીજીનાં શ્રીકૃષ્ણ સાથે, આ સમ્પ્રદાય લગ્ન કરાવે છે—ત્યાં ઈન્દ્રનો વળી ઓળો સરખો શાનો? એ રાસનું ઘડતર 'કન્થ કોડામણી'થી આરમ્ભાતું ન દીઠું! કન્યાને કન્થકોડ જાગે છે; પછી તે 'સ્વયં-વર' શોધી કઢાડે છે; કન્યા એને 'અંજલિ' અર્પવા સંચરે છે. ત્યાં અણગમતો ભમરો, એની આશાનો જામ ઢોળી દે છે: કન્યા ગર્ભકાલનું પરવશ પરિન્દુ નથી—આવતા યુગના ઉગતા પ્હરોડની ઉષાકુમારી છે: તે પ્રતિછાવરની અપ્રન્ત જોઈ, બીજી મીરાં બને છે—નહિ: કૃષ્ણસ્વરૂપ સોળે કલાથી પૂર્ણ, એવા જીવનસખાની સૂક્ષ્મ પૂજારણ બની નૈષ્ઠિક બ્રહ્મચારિણીનું જવલન્ત જીવન જીવે છે—તુળસી, 'કુંવારે ક્યારે' કૃષ્ણદેવ સંગેજ પરણે છે, કોઈ દેહી સાથે નહિ.

હા; 'વેડાતી વાડીએ'થી માંડીને 'એકલજાની' સુધીનાં રાસ-ગીતો, તે સાચ્ચાં સંસારચિત્રો છે. રવીન્દ્રબાબુએ Cardenerમાં આલેખેલા છૂટા કાવ્ય* કરતાં ય ગૂજરાતના ગૃહસંસારમાં, એ જીનના ફાલસાથી પણ વધારે જલદ, એવા અંગારથી ભરછક હૈયાસગડી બીજી રહી છે ને સડતો હિન્દુસમાજ બેસુતમ બદબો ફેલાવી રહ્યો છે: એ સંજોગોમાં, સહિયર-મહિયર ને સાસરિયું જ કેમ ગવાતું રહે! મારામાં તાકાત હોય, તો આ કોટિનાં ગીતનો ફાલ, ખૂબ ફુગાવ્યા કરૂં, ને એનું વાવેતર ગૂજરાતમાં ઘેર ઘેર કરી દઉં: અને તમને નથી લાગતું, કે સમાજ ને સંસારસુધારણા વાસ્તે, બોધના સીધા બોધ કરતાં કવિતાનું ઝરમરિયું ઝરણું સુંસરી અસર કરે છે? એ ખરૂં, કે ઝરણાના જળમાં બળ હોય, એટલાં જ નિર્મળ થવાય.

---

*

The Tame bird was in a cage;
The Free bird in The Forest...

સ્વદેશભાવનાથી ગુંથાયલાં રાસ-ગીતો ગમ્યાં, એમ ? ભલે : એ વિષેનો તમારો પક્ષપાત મારાથી અજાણ્યો નથી. પણ ખરૂં પૂછો તો ગમવા-ન ગમવાની વાત મેં વિચારી જ નથી. હીણાઈ જતું હિન્દુત્વ; પરસત્તાએ ચુસાઈ જતું સ્વદેશહીર : જાતીય 'અહં'ની આગમાં જાગી જતી પ્રાણવાન પાંખો: એવું એવું, સગી આંખોએ જે જોયું તે હૃદયસરે પ્રતિબિમ્બિત થયું ને રાસરૂપે આલેખાયું: મમોવડિયો નવકવિગણ એની કલમને. આ દિશામાં છૂટની કયારે જોડતો થશે ?

'અંજલિ'માંથી વીણીને થોડાક રાસ આમાં એ વિચારથી ઉમેર્યા, કે આ રાસમંજરી છે. રાસમંજરીમાં પાંચેક ગીતો એ કારણથી આવવા દીધાં છે, કે આ પાઠોનો સંગ્રહ છન્દોબદ્ધ કાવ્યોવાળો છે.

ફરમા મોકલ્યા, ત્યારે લખવાનું વિસ્મૃત થએલો તે હવે લખું છું, કે બન્ધાવીને રાસમંજરી મોકલું, ત્યારે એમાંથી મુદ્દાની બે છાપભૂલ સુધારી લેશો : 'મેનારાણી'ની છેલ્લી કડીના છેલ્લા ચરણમાં 'મીઠી' છપાયું છે ત્યાં 'રૂડી' જોઈએ અને 'માયામૃગ'ની ત્રીજી કડીમાં જમણી બાજુ જે ઇન્વર્ટેડ છે. તે ન જોઈએ.

ભાદ્રપદ પૂર્ણિમા, '૮૫ 
અમદાવાદ

નમ્ર બન્ધુ
કેશવ

## રાસરજની ❖ "મરોતર પાણીડાં" ❖

સજનિ ! સોહાય રાસરજનીનો માંડવો,
મધ્યે અમૃતદીપ–જ્યોતિ જી રે;
ઉગે રસરાજ આજ દિલડાંના દેશો,
કિરણે વેરાય કલા–મોતી જી રે:
—સજનિ !

રસની રાસેશ્વરીને દઈએ વધામણાં,
ધરીએ નૈવેદ્ય નવલ ન્હોરતે જી રે:
વીણીશું પાંખડી ને અર્પીશું અંજલિ,
વિહરશું આતમને ઓરતે જી રે:
—સજનિ !

રસનાં ઉપાસી, પુરપુરનાં પ્રવાસી હો !
કુંકુમને પાવલે પધારીએ જી રે;
જીવનને જોગ, રાજ! દેવોને દોહ્યલા,
મંગલ મુહૂર્તને વધાવીએ જી રે:
—સજનિ !

આવો, સાહેલિ ! ગાઓ ઉત્સવમન્દિરિયે,
વાણીએ, વર્ષન્ત કલા–મોતી જી રે;
આવો, સુહાગિ, સંત, સફરી, અનન્તનાં,
ઝીલીએ, ઝગન્ત દેવજ્યોતિ જી રે:
—સજનિ !

卐

## રાસરમણા

"પિત્તળને લોટા રે. ઉમિયા !
જળે ભર્યા રે લોલ"

સમદરની સેંજડીએ વર્ષા સંચર્યા રે લોલ :
ધરપત દઇ ધરતીને મોતનમેહ,
બાદરનાં જળવાદળ નિર્મળ નીતર્યા રે લોલ :

અન્નપૂર્ણાને રથે. શરદ સુહામણાં રે લોલ :
પધારિયાં પુણ્યપગલે, નવલે નેહ :
રાસેશ્વરીને મન્દિર, રાજ ! વધામણાં રે લોલ :

અંગે ઉડે ચન્દ્રિકાની ચુન્દડી રે લોલ,
ચળકે આછી તારાટપકી ભાત :
શરદસુહાગણ ફરતાં રૂમઝૂમ ફૂદડી રે લોલ :

વરસે ઝરમર અમૃત આભઅટારિયે રે લોલ,
ઝીલતી ને ખીલતી રઢિયાળી રાત,
વિહરે રસરમણાએ ફૂલનવાડીએ રે લોલ :

વાડીને માંડવડે, સોળ કલા સજી રે લોલ,
રાસલીલા રજનીશુ રમવા કાજ,
શરદેન્દુ પ્રકટ્યો, ને સ્નેહવીણા બજી રે લોલ :

ઉત્સવ નિરખી, હરખી સાયર ઉછળે રે લોલ!
ખેલનઘેલાં રજની ને રસરાજ:
જોતી ને મન મ્હોતી, પોયણું પળેપળે રે લોલ!

હૈયાની પોયણીને, સ્નેહસુવાસથી રે લોલ,
લાગે સુરતા, જાગે ખેલનભાવ:
આવો તો રમીએ સજનિ! રસરાસથી રે લોલ:

રાસેશ્વર, સૌન્દર્યદિપક ગંકોરતા રે લોલ!
માણીશું નવ, જો અવસરના લ્હાવ,
સંચરશે ઈન્દુ ને રૂકેશે ઓરતા રે લોલ!

卐

## શરદુત્સવ

" રૂડી શોભા અપાર હાં...જેની !
જુઓ, શી ઋતુરાજની !"

ઉઘડે સન્ધ્યાકાંઠડે, ઉજમાળું આકાશ :
પુણ્યની ઊગે પૂર્ણિમા, સિંચે સ્નેહસુવાસ :
કોઇ ઝીલનહાર, આવો, ઝીલનહાર !
રે...સુધા રેલાય રસરાજનાં !
સખીરિ ! સુખદ શરદઉત્સવ આજનો :
રે...સુધા રેલાય રસરાજનાં :

—કોઇ

ફૂલડે ઝરતી ચન્દ્રિકા, દિલડે ચમકે ચન્દ:
ચન્દ્રે પલકે પોયણી, પોયણીએ મકરન્દ !
સિન્ધુ સળકે, સખિ ! સ્વાતિબિન્દુ ટમકે,
મ્હોરે મોતી મહેરામણે–
છબની છબીલી છીપમાં :
કોટિ કોટિ, ગુંથી કિરણ, સ્નેહજ્યોતિ–
શશિયરકલાભર કામણે,
નીતરે નયન–દીપમાં !
દીપદીપે રાસેશ્વરી વિરાજતાં :
દેવીસેવનને કાજ (૨)
રે...સજીએ રસપૂજનનો સાજ હો :

—કોઇ

卐

## કલાસુંદરી ❖ " માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે " ❖

વનવન વસંતરાણી વિહરે ફૂલનપૂંજમાં,
કુંજ—નિકુંજે દિલભર દેવીનાં દર્શન;
સુંદરી, ભવન ભવન ભવશોભન ગુર્જરકુંજમાં,
જેને શરદસોહ્યલી કલા સદૈવ પ્રસન્ન :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

કંથડ કોડભરી હગાવી ને હેતહુલામણી,
ગૃહની ગૃહિણી ને કુળની અજવાળી બીજ;
મધુરી મધૂપમંજરીશી સંસ્કારસુહામણી,
વ્રત શીલ તપની તેજલ ચમકે લોચન વીજ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

મંગલ પર્વે વ્હેલી–અરૂણપગલીએ ઉઠતી,
કરતી અમૃતપ્રહરે, વરૂણ દૂરે અંધોળ:
ગગનાંગણુ ઉષા જેયમ અભિનવ રંગો પૂરતી,
પૂરે કલાવિલસતી આંગણીએ રંગોળ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

વળગે વાતે, પલકે પાંપણુ, સહિયર ઘેલડી,
સરતા, નીરભરી શીર છલકે ગાગરજોડ:
પનિહારણુ પનઘટની શાકુનવતી અલબેલડી,

છબીલી, અજબ છટાની, મોહક અંગમરોડ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

રસોડે અન્નપૂર્ણા, દે વિધવિધ ભોજન-વાનીઓ,
મુખને મરકલડે નીતરે નયણે અભિભાવ;
જેના પ્રસાદનો આસ્વાદ ઇતર નવ માણીઓ,
રસબસ રસના પામે પંચામૃતના લ્હાવ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

દામન-વેણી ગજરે : કલગી : ફૂલકટોરીએ :
મંજુલ ફૂલદાનીપર : વ્હાલમને વરમાળ :
કોમળ કરાંગુલિયે ઉનની ગુંથનદોરીએ :
રમતી રમ્ય સુરેખ કલા કમનીય રસાળ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

મુલાયમ સાળુને પાલવડે : ચણીએ : ચોળીએ :
હિંચોળે : પારણીએ : ગાલીચે : શૈયાસેજ :
મોતનને તોરણુ : રૂમાલે : શીર ઇંઢોણીએ :
ઝળકે ભરત ગુંથનનાં કલા મલપતાં તેજ :
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી :

ઊગે શરદેન્દુ અવનીમંદિર અજવાળતો,
ખીલે કિરણે કિરણે કાન્તિ કલા સૌભાગ્ય;
રેલી ધવળ શીતળ ચંદ્રિકા પૃથ્વિ પખાળતો,
પ્રફૂલ્લિત હૃદયપોયણે સિંચે મધુર પરાગ,
ત્યારે ગરવી ગુજરાતણ રાસે રસઘેલડી :

ચંદર્ની-સૌન્દર્યે છલકાતા ચારૂ ચોકડે,
રસ-રાસેશ્વરના મંગળ ઉત્સવ મંડાય;
કવિતા સંગીત નર્તન-ત્રિવેણી સંગમકાંઠડે,
ચકોરી રૂમઝૂમતી ઘૂમતી ગરબે ગીત ગાય:
એવી ગુણુગરવી :ગુજરાતણુ અમ્મરવેલડી :

હલકે બજતી ઉરના સૂર સમોવડ બંસરી,
રસની જામે રમઝટ : હિંચતણે હિન્ડોળ;
ઝઝણાવે રણુકારે અણુદીઠ આતમખંજરી,
ખલકે ખેલન નહિ ગુજરાતણુ ગરબા તોલ:
એવી ગુણુગરવી ગુજરાતણુ અમ્મરવેલડી :

પંખેરુ પરદેશી ! કુંજ ઘડીક પધારશો,
નવલા કલાભર્યા કંઇ નિરખવા નવરંગ;
એની રસરમણાએ વત્સલ હૈડાં ઠારશો,
જનની જગદમ્બાશી પાવન પ્રેમલગંગ—
હેવી ગુણુગરવી ગુજરાતણુ અમ્મરવેલડી :

卐

## કન્થ કોડામણી ❖ " બોરડાળી મા ! " ❖

મળી સરખા જુગલજોડ રે સહિયર શાણી ;
ઉજવે ભર અંતર કોડ રે રસઉગ્માણી :
આ ચન્દ્ર ચડયો આકાશ, રઢિયાળી રાતે :
કાંઇ જામ્યા રંગવિલાસ, વ્હાલપની વાતે :–

" નવમેઘગરી, અલિ ! વાદળીશા, એ ગ્હેની ,
શા ઉછળે ઉર તરંગ રે સાચું ક્હેની ?
હણુ હસતું મોહક–મિટ્ઠું મુખડું મલકે !
પળ પળ છલકાતા પ્રેમથી પાંપણુ પલકે !

આ ચન્દ્રિના વાંનથી ભીંજે ધરણી;
ત્યમ ઢોળ્યાં કામણુ નેણુ કોણે ? ક્હે નમણી !
છબીલી, તુજ છાના ભાવ. છૂપા કેમ રહે ?
ક્હે, વસન્તકેરા વિંઝણે શી લ્હેર વહે ? "

" જો ! રમણુ ચડયા રસરાજ, રમઝૂમતી રજની :
પૂછી શરમાવે શીદ, સમજીને સજનિ ?
આ વેલડી–અંકે ઝીલરે જો ! ફૂલકળી :
ફળી પૂષ્પ બને, સૌન્દર્ય ને સુગન્ધ મળી :

વરદાને વર-શણગાર રે ચડતા ફૂલડે,
તરુ ઉપવન-માતૃવિહાર, ફૂલ સુરશિર ચડે!
આ પામે પદ્મ વિકાસ, સર-જનની અંકે;
ને સૂરજશુ ભરઆશ, સાસરિયું ઝંખે!

ત્યમ, વ્રત-પૂજન મુજ દેવ-દેવીદર્શનમાં,
વરદાને વરના કોડ જાગ્યા જીવનમાં!"

"સૌભાગ્યતિલક ધર, વીરનાયકને પરણી;
ત્યમ સોહે વ્યોમલલાટ ચન્દ્રકશો તરણી:"

卐

## સ્વયંવર સોહાગણ ✧ " પૂછશો મા, કોઇ પૂછશો મા " ✧

આવશો મા, ઓ રે આવશો મા,
ગૌરી-ગંગાનાં વ્હેણુ આડે આવશો મા :
—
વ્હેતાં વેગીલાં પૂર ઉલેચાવશો મા;
ગૌરી-ગંગાનાં વ્હેણુ આડે આવશો મા :
—
ઊગ્યો અમૃતપુર આશાનો ચન્દ્રમા;
પડયું ઉર પ્રતિબિમ્બ કો ભૂંસાવશો મા :
—ગૌ૦

હૈયાને હોજ રોજ રમતેલો હંસલો;
એની વાટે કંટક કોઇ વાવશો મા :
—ગૌ૦

સૌન્દર્યે અન્ધ, સ્થૂલ સ્નેહના શિકારી!
કનક-રૂઢિના ચાપે ચઢાવશો મા :
—ગૌ૦

રાચ્યું ના રંચ, કાચ્યાં કાયાનાં પુતળે;
કાચ-કંચનનો મેળ મઢયે ફાવશો મા :
—ગૌ૦

આવશો મા, લોક! આવશો મા;
નેહ—નૌકાની બ્હારે આવશો મા :
સ્વયં શોધ્યો સુકાની : સતાવશો મા!
સ્નેહગંગાનાં વ્હેણુ આડે આવશો મા :

卐

## અંજલિ ફૂલડે ભરી રે ❖ "સ્નેહધામ સૂનાં સૂનાં રે" ❖

ખીલી લીલી ફૂલવાડીએ રે,
મ્હોરી કલિકાઓ વીણી મધુર રે,
અંજલિ ફૂલડે ભરી રે:

અંજલિનાં એકએક ફૂલડે રે,
ઉર ફૂટે આશાના અંકુર રે,
અંજલિ ફૂલડે ભરી રે:

ફૂલડાંની એકએક પાંખડી રે,
સખિ! સિંચે નવરંગી નૂર રે,
અંજલિ ફૂલડે ભરી રે:

ન્હાતાં એ નૂરને ન્હાવણે રે,
એક ભીંજયું અણુઓટેલ ઉર રે
અંજલિ ફૂલડે ભરી રે:

ઉરના સરોવરકાંઠડે રે,
સ્નેહ–સૌન્દર્યનાં વહે પૂર રે;
અંજલિ ફૂલડે ભરી રે:

એ રે અમૃત એને પૂજવાં રે,
ઝીલ્યાં જીરવે જેને સતી-સુર રે;
અંજલિ ફૂલડે ભરી રે:

પૂજારણુ સંચરી મન્દિરે રે
લાજ લોકડીઆંની કરી દૂર રે;
અંજલિ ફૂલડે ભરી રે:

આવ્યો ત્યાં ભૃંગ કોક ઉડતો રે,
દિલ વીંધ્યાં, દીધા ડંખ ક્રૂર રે!
અંજલિ ફૂલડે ભરી રે:

વેરાણાં નવરંગ ફૂલડાં રે,
સખિ! વીલાણા ઉગતા અંકૂર રે!
દિલની દિલડે કરી રે!!

卐

## તુળસીવિવાહ ❖ " આ તો રૂડો વંસીવટનો " ❖

મીરાં-મંદિર તુળસીછોડ કે અનુપમ ઉગીઓ રે લોલ;
સરખેસરખી જુગલજોડ કે સત્સંગ-સુખીઆં રે લોલ :

મીરાં, તાજાં તુલસીપાન કે પ્રભુને ધરાવતી રે લોલ;
ભાવે ભાવભૂખ્યા ભગવાન કે રોજ રીઝાવતી રે લોલ :

તુલસી-મીરાં, બારે માસ કે જીવનબ્હેનડી રે લોલ;
તુલસી, સહિયરને સહવાસ કે અન્તરસહેલડી રે લોલ :

કાર્તકી પૂનમના કાંઈ મેળ કે રૂપલા રાતડી રે લોલ;
છાની કહે વૃન્દા તે વેળ કે વ્હાલપ વાતડી રે લોલ:–

"કુસુમલ ક્યારા મધુવન માંહ્ય કે મધુરા ફોરતા રે લોલ,
મારે રસક્યારે સખિ ! ત્હોય કે અધુરા ઓરતા રે લોલ :

શીળી મધુરપહોરી છાય કે લીલા લીમડે રે લોલ,
નરમદ વખડાંથી વીંઝાય કે કટુતા દિલડે રે લોલ :

કંઇ કંઈ ખટકે એવી ખોડ કે ફૂલન છોડવે રે લોલ;
સહિયર ! શોધું જીવનજોડ કે મહિયર માંડવે રે લોલ !

ભળોકે ગુણુગરવો ગુલાબ : કે કંટક કારમા રે લોલ !
કુમળી સાંખે કેમ ઉરઝાય કે શૂળ સંસારનાં રે લોલ ?

મળો સૌન્દર્યે કદિ પ્રેમ કે પરિમલ પાંગરે રે લોલ,
ભમતી ભમરી તાકે નેમ કે મનભર મોગરે રે લોલ :

ચળોકે ચંદની દૂધમલ દેહ કે સૌરભ ના મળે રે લોલ;
સીંચી રૂપના રોપે સ્નેહ કે ફૂળ કુબડાં ફળે રે લોલ :

મ્હેકે મઘમઘતે અનુરાગ કે નિતર્યા નેહડે રે લોલ;
ચિતર્યા ચિત્ત કેવડીઆ નાગ કે કુંજલ કેવડે રે લોલ :

જટાજુથ જોગીશાં તરૂવૃંદ કે શળતાં મૂળમાં રે લોલ;
નકરાં કંચન, વણુ સુગંધ કે કપરાં ફુગમાં રે લોલ :

ભમી ભમી થાક્યું મન વિહંગ કે મધુવન ગોતિયું રે લોલ;
પરખ્યું ન પ્રેમલ એકે અંગ કે કો અણુબોટિયું રે લોલ !

જ્યાં ત્યાં જલબુદબુદશા જીવ કે જોયા જુજવા રે લોલ;
જોતી જીવનજ્યોતિ ન દિવ્ય કે પ્રાણે પૂજવા રે લોલ !"

નીરખી વૃંદા વરવા ઢંગ, કે મીરાંકુળશી રે લોલ;
કુંવારે ક્યારે કૃષ્ણુની સંગ કે પરણે તુળસી રે લોલ

卐

## સૌન્દર્યપૂજન ❖ "પ્રકટ્યા શ્રીકૃષ્ણ મન ભાવના રે લોલ" ❖

સોહે સૌન્દર્ય જગે જૂજવાં રે લોલ,
જૂજવા જીવનવેણુ-સૂર જો;
સજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

નભનાં સૌન્દર્ય તેજતારલા રે લોલ,
રત્ને ઝલકન્ત નિખિનૂર જો;
મજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

સરની સૌન્દર્યકલા હંસલા રે લોલ,
જલનાં સૌન્દર્ય કમલકુંજ જો;
સજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

સૃષ્ટિસોહાગ બાગ—ફૂલડાં રે લોલ,
ફૂલને ગુલજાર વેણુગુંજ જો;
સજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

વેણુસૌભાગ્ય કૃષ્ણ કાનુડો રે લોલ,
ક્હાને સૌન્દર્ય વેર્યાં વિશ્વ જો;
સજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

વિશ્વે અનન્ત આભાંસુરી રે લોલ,
સરતા સરોદ દશે દિશ જો:—
સજનિ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ!

"વીણી સૌન્દર્ય સજી સુંદરી રે લોલ,
રમણી—સૌન્દર્ય, હૃદયપદ્મ જો;
પદ્મે સૌન્દર્ય-સૂર્ય રાજતો રે લોલ,
સોડે સરોજ-સૂર્ય યુગ્મ જો,

સૌન્દર્ય, સ્નેહઆરે પૂજવાં રે લોલ!
સજનિ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ!

卐

## વેડાતી વાડીએ ❖ "રૂપલા રાતડલી" પરથી ❖

માળીડા ! મધુવનમાં વાતા ઉન્હા વાયરા જો ને !
કે સૂના ડાયરા જો ને !
ધીકે ધરતી, ને તણખા ઉડે ઉર માથરા જો ને !
કે ઉન્હા વાયરા જો ને !
માળીડા !

ઘટાઘેર અમરાઇએ, ફાલે ના ફળફાલ;
કરમાતી કુંજો લીલી, ફૂલ–ક્યારા કંગાલ !

ક્યારી–છાતા શીતળ હૂંફાળા ક્યાં છાંયડા, જો ને ?
કે ઉજ્જડ માંડવા જો ને !
માળીડા ! મધુવનમાં વાતા ઉન્હા વાયરા જો ને !
કે સૂના ડાયરા જો ને !

વીલાતી વનરાઇએ, પંખી પોઢયાં માળ;
રૂડે કુદરત કારમી, તૂટે સંગીત–તાલ !

ઝીણા ઝીણા ઝઝણે વીણાસૂર થરડાયલા જો ને !
તંતુ તરડાયલા જો ને !
માળીડા ! મધુવનમાં વાતા ઉન્હા વાયરા જો ને !
કે સૂના ડાયરા જો ને !

ગન્ધવતીની ગોદમાં, ઝરણુંના ઝમકાર-
ઝીલી, હરિયાળી ખીલે : શો આજે સુનકાર !

બાંધ્યા બન્ધે, રે ! દુર્ગન્ધે જળ ડહોળાયલાં જો ને !
ધુળે ઢોળાયલાં જો ને !
માળીડા ! મધુવનમાં વાતા ઉન્હા વાયરા જો ને !
કે સૂના ડાયરા જો ને !

સફરી ! તુજ સંસારની, કપરી કંટક વાટ;
વિસામો ફળવાડીએ, વાડી તીરથઘાટ:

મિઠડા, ફળફૂલશા એ ક્યળે ફુગીના ડાયરા જો ને !
કે દૂધમલ ડાયરા જો ને !
માળીડા ! મધુવનમાં વાતા ઉન્હા વાયરા જો ને !
કે સૂના ડાયરા જો ને !

卐

## કરમાતી વેલ

"પ્રકટ્યા શ્રી કૃષ્ણ
મનભાવતા રે લોલ"

લીલી લતા ને શીળો છાંયડો રે લોલ,
ખીલી મધુર મધુકુંજ રે;
મ્હોરે વસન્ત, મ્હોરે મંજરી રે લોલ,
ફોરે પ્રફુલ્લ પુષ્પપુંજ રે:
સજનિ ! વીલાય એક વેલડી રે લોલ!

શીળો સમીર, શીળી ચાંદની રે લોલ,
શીળી રેલાય સુધારેલ રે;
મ્હેકન્તાં માધવી ને મોગરો રે લોલ,
છંટાતી શ્રાવણીની હેલ રે:
વીલી વીલાય એક વેલડી રે લોલ!

મેલી મહિયરિયાનો માંડવો રે લોલ,
વેલી વરે છે ઋતુરાજ રે;
વાગે વંટોળ ઘોર વાદળે રે લોલ,
નવલો નન્હાય સુભગતાજ રે:
સજનિ! વીલાય એક વેલડી રે લોલ!

ચન્દ્રાવિહોણી શરદચાંદની રે લોલ
સિન્ધુડે શોધની સમ્બન્ધ રે;
ગાડુ રસપૂજને ન મોકલે રે લોલ,
ગળાતી ગોરમ્ભણુ સુગન્ધ રે:
સજનિ! વીલાય કુળવેલડી રે લોલ!

ઓઢી ઉષાએ સાન્ધ્ય-ઓઢણી રે લોલ,
વિધિને કારમે વિધાન રે:
ચૂવે સૌન્દર્ય એનાં આંસુડે રે લોલ,
માણીગર માણવાની આણ રે:
સજનિ! વીલાય કુળવેલડી રે લોલ!

શ્વાસે સુવાસ વહે સ્નેહની રે લોલ,
આશાભરેલ એની આંખ રે;
શક્તિસ્વરૂપ સૃષ્ટિસુન્દરી રે લોલ,
આજે અળખામણી ને રાંક રે!
સજનિ! વીલાય કુળવેલડી રે લોલ!

'ગંગાસ્વરૂપ' નામ નિર્મળું રે લોલ,
હોયે અપૂજ્ય એનાં અંગ રે!
વનનાં પ્રસૂનસમી વેલડી રે લોલ!
વિરમે વેળુમાં સુરગંગ રે!
નમતી, અકાળ બાળવેલડી રે લોલ!

卐

## દાંપત્યલીલા

❖ અનુષ્ટૂપ ને મિશ્રછન્દ ❖

ઉક્તિ છે, કે અશ્વત્થામાની જીવન્ત જગે કલા :
વિરંચિ એકદા તેડે, સૃષ્ટિની સુણવા લીલા :
" વસંતે પાંગરે કેવી, ગૂર્જરીગૃહ–વાટિકા ? "
અશ્વત્થામા, નિહાળેલી, આલેખે રંગભૂમિકા:–

" વનવનની મધુ મધુરપ પીતો,
શુક વિહરે મુક્તિમન્દિર;
મેનારાણી પિંજર—ઘેલાં,
બાંડે પાંખો તેજલતીર !
દૂર દૂર હૈયાનાં હીર,
માણે ના રસલ્હાવ રૂચિર :

❦

" મંજરી મ્હોરે, વસન્ત ફોરે,
દિગન્ત ઘોરે પંચમસૂર;
કલરવતી કોયલને ઝડપે
કાકઋષિ કુલીન પણ ક્રૂર !
વીરમે જીવનગીત મધુર,
ને વીલાય કુંળા અંકુર :

❦

" પરાગભોગી બાગવાનને
દિલડે દિલભર જૂઇ વસી;
પડે પનારે બારમાસી, જે
શ્વેત, ન કિન્તુ સુગન્ધ કશી !
સંસારે વ્હેતો સુનકાર,
સધાય ના જીવનસહચાર :

*

" ફૂલડે ફાલી ફૂલવાડીઓમાં,
મદભર કો મધુકર ગૂંજે;
ભમી ભમી રસ કરે અજીઠો,
ચંપકકલિ કકળે કુંજે !
કુંજભવનમાં ભભુકે આગ,
વેડફાય કે વંડે બાગ :

*

" શાખાઓ સુકી તરુ-વરની,
સડયાં મૂળ ને પાકયાં પાન;
ત્હોય આદરે તાંડવલીલા,
લીલી કોઇ લતાપર ધ્યાન !
તરુ-વરને તેડે અવસાન,
ને વેલડી-જીવતર વેરાન :

*

" અ–શોકવાડી ઉવેખાઇ, ને
શોકઝાડોં ફાલીફૂલી;
રામયુગ વીત્યો, ને વંઠયા
રામસૈનિકો મામૂલી !
માણે કૈં માંકડીઆં લગ્ન,
બલિદાનના ફૂંકે યજ્ઞ :



" સૂર્યમુખી વણ સૂરજ તલસે,
ચકોરોને ના ચન્દ્ર મળે :
વય ગુણ વિદ્યા રૂપ સ્નેહનાં
દિઠાં કજોડાં સ્થળે સ્થળે !
સ્મશાનશા સૂને સંસાર,
અણુદીઠ વર્ષન્તા સંગાર : "

... ... ...

" અંગારે છો જળી જાતાં અંગો સર્વ અનિષ્ટ જે;
" શાંતિ-શ્રેયાર્થ ઉત્ક્રાન્તિ," કથે વિરંચિ : " ઇષ્ટ છે. "



## મેનારાણી

" રાસે રમે રંગવેલી,
સાહેલડી રાસે રમે રે "

દિલડાં જ્હુલોવાં બોલ બોલે,
કે આજ પેલી મીઠી મેના રે :

પડઘા ઝીલાય મ્હારે મ્હોલે,
ટહૂકડે વ્હીતી, એના રે :

ભડકે શી આવડી ને કીકી છે બ્હાવરી !
હેડે, ખોવાયલાંને ખોળે,
ઝરૂખડે ઝુકી મેના રે :

ચણવાને ચાંચ છે ને ઉડવાને પાંખ છે;
આંસુડાં ત્હોય શીદ ઢોળે !
કે સૂનાં કોણે મૂકી મેના રે !

ચરતી વનમાંજરે, તે પૂરાણી પાંજરે;
પરણ્યો ઝૂલન્ત કુંજઝોલે !
કે સુડલાને ઝંખે મેના રે :

હૈયાને હોડલે, ન રમતાં સજોડલે !
વદને પિયુ નામને વાગોળે
કે કુંપળોશીં કંપે મેના રે :

ગોડે ના ગોડડી ને ગૂંથાણી બેલડી !
ભાવિનાં સ્મરણોને ઓળે,
કે વાટડી જોતી મેના રે:

નગણો થઇને નાથ તરછોડે શીદ હાથ !
દગથી ડગાર્ણો દિલ ભોળે !
ખમીર છેક ખોતી મેના રે:

મેનારાણી રૂઠિયાં ને પિંજરિયાં તૂટિયાં !
વિફર્યાં પ્રચન્ડ ચંડિ તોલે !
કે દૂર-દૂર ઉડે મેના રે!

બોલોની વ્હાલમા ! યૌવનઉછાળમાં,
વખડાં આ કોણ-કેમ ઘોળે ?
કે ભવનાવ બૂડે કેનાં રે ?

નયણાં નીચોવી આજ બોલે,
કે રાજ : તારી મીઠી મેના રે

卐

## એકલજ્ઞાની ❖ મિશ્રછન્દ ❖

રસભર ગન્ધવતીની ગોદે,
ફૂળે ફૂળો દ્હાડી દ્હાડી ;
ફૂલ–છલકાતી, ફોરમ વાતી,
મંજુલ ફાલી ફૂલવાડી :

ઝમઝમતાં ઝરણાં અર્મો પાય,
ફૂવારે ફરફર છંટાય :

અમરાઇના હુંફાળ હૈયે,
કોકીલા કલરવ મશગુલ ;
બુલન્દ બોલે, બોલે મીઠડાં,
લપાતાં ક્યારે બુલબુલ :

ટમ ટમ ટમ ટમકે બાદલ,
ને ક્રીડે સારસ યુગલ :

મધુ માધવીને માંડવડે,
કલાધરે માંડ્યો સંસાર ;
હળીમળી હેતે, કરે કોડિલાં,
મયૂર ને ઢેલડ વિહાર :

ચડી એકદા આંધી ક્રૂર,
ઉગ્યું સોણુલું મયૂર ઉર :—

" અનન્તપન્થે, સન્ત મહન્તો,
અલખધુને એકલ ઉડયા ;
માયા છોડી, તોડી બન્ધન,
તરી ઊતર્યા વણબૂડયા ! "

દોહ્યલ દિલ ધીકાવી ધોમ,
ઉડયો કલાધર એકલ વ્યોમ !

સરસ્વતીને શૃંગે વિહરે,
કરે કદિક ' ટી...હૂ...ટી...હૂ ' :
ધસડાતી ભેખડપર દેહ્યડ,
પુરે સૂર : " ટવળું અહીં હું ! "

નાથ નમેરો થાય નઠોર !
ચચણે ચન્દ્રહીન ચકોર !

ભભૂત-ભગવાં ભેખન-નખરે,
નાચન્તો મન રાચે મોર;
સમાધિ સાધે, શોધે સિદ્ધિ,
તપોવને તાકી દગદોર :

દેખા દુબળી દેહડ દૂર
અંતિમ છેડે સૂર મધુર :—

"ભૂતકાળના ભોગવિલાસો,
દીધા–લીધા પ્રેમલ કોલ;
ભૂલી જા, ભોળી દેહડ ! સૌ,
પાયા કે પીધા રસબોલ :

હું તો શારદનું વાહન !
બ્રહ્મરસે બસ અવગાહન !"

"પામ્યો પદ શારદસ્વારીનું,
સિદ્ધિ મ્હારે શી ખપની ?
હત્ ઘેલા ! પરહરવી છાજે ?
ને લજવી ભગવી કફની !

પાવાં'તાં પીયૂષ અમૃત,
પાણું જયમ લીધાં પતિવ્રત :

"બોખે ડૂબ્યો, તપવન ભૂલ્યો !
ભૂલું કયમ હું તુજ કલ્યાણ ?
જોગીડા ! વિજોગણુ કેરા
ભોગવ, પ્રેમલભોગે જ્ઞાન !"

ઢળી ઢેલડી કદળી પેટ :
પડી કલાધર-કલગી હેઠ !

ફલહીન ગન્ધવતીની ગોદે,
ઉગે ઝાંખરાં ને ઝાડી;
ઉડે કાગ, વાગોળ કકળતી,
રણુવગડાશી ફૂલવાડી !

ધીક્ ધરતી ઉજ્જડખંખ !
રૂએ મોર મૃતઢેલડ-અંક.



## આહિરણ ❖ " સમઈ ગિરધારી " ❖

પોષણીશી, પ્હરોડિયાને હીમ રે, રાજ ! એક આહિરડી,
રમે ચારુ ચરોતર સીમ રે, ગૂર્જર વ ન વી ર ડી :

ઝડી ઝીલન્તી વર્ષાકાળ રે, રાજ ! એક આહિરડી,
રોપ રોપંતી આંગણે રસાળ રે, ગૂર્જર વ ન વી ર ડી :

ઋતુ ઋતુના પાકને પ્રસાદ રે, રાજ ! એક આહિરડી,
અન્નદેવના આશીર્વાદ લે, ગૂર્જર વ ન વી ર ડી :

હળુ હરિયાળીને હીલ્લોળ રે, રાજ ! એક આહિરડી,
કરે ખેતરને ખોળે કલ્લોલ રે, ગૂર્જર વ ન વી ર ડી :

કદિ ગજવે ગજેન્દ્રશા ગિર રે, રાજ ! એક આહિરડી,
મસ્ત મૃગલી. ન સોણુંયે સ્થિર રે, ગૂર્જર વ ન વી ર ડી :

કદિ ઘૂમતી તીરથ ઘાટ રે, રાજ ! એક આહિરડી,
વાઘ વીંઝતી વગડાઉ વાટ રે, ગૂર્જર વ ન વી ર ડી :

સન્તન–કંચનમનસમાં, જળાશયો છલકાય ;
મધુકર ગૂંજે અંબુજે–

ત્યાં ન્હાવણિયે નિત્ય જાય રે, રાજ! એક આહિરડી,
કેલિ-ક્રીડને ઘેલી થાય રે, ગૂર્જર વ ન વી ર ડી:

શિવકૂહેકે સરોવરપાળ રે: રાજ! એક આહિરડી,
નિત્યનીમે જપે જપમાળ રે, ગૂર્જર વ ન વી ર ડી:

મ્હોરે આંબાવાડિયાં, મંજરીઓ લચકાય;
કલરવતી કોયલ કૂજે—

સ્હામી 'ટૂહૂ' ટહૂકડા બોલે રે, રાજ! એક આહિરડી,
પડછન્દે ડુંગરવા ડોલે રે: ગૂર્જર વ ન વી ર ડી:

ઉડે, તણખાશા આગિયા જોડે રે, રાજ! એક આહિરડી,
ભાલ સૌભાગ્ય ચાંદલો ચ્હોડે રે, ગૂર્જર વ ન વી ર ડી:

લીલોતરીપર લોટતી, નિરખે નવલો પાક;
વડીક ગૌધણને પૂજે—

ઝાડ-ઓાલે ઝૂલે ને ભૂલે થાક રે, રાજ! એક આહિરડી,
જેને ધરથી ન કાળની ય ધાક રે, ગૂર્જર વ ન વી ર ડી:

પય ગોરસ નવનીત ઘી, મિટ્ઠી શીતળ છાશ;
પુષ્ટ સદા પંચામૃતે—

જેની આંખે વિકારનો ન વાસ રે: રાજ! એક આહિરડી,
મુખ ફરકે સ્નેહાળ સ્મિતહાસ્ય રે: ગૂર્જર વ ન વી ર ડી:

વેણલડીએ ફિનાર ગૂંથ્યો-
ચણિયો, ઢાંકે ચરણો :
પા'ની, મેંદીરંગિત : ન્હેરો-
ગૌરીનો ધઉંવરણો :

સજે તસતસતી મ્હોળિયાળી ચોળી રે, રાજ ! એક આહિરડી,
અંગ ભાતીગર ઓઢણી ઓઢી રે: ગૂર્જર વ ન વી ર ડી:

શીલ-ગુણે જગતને મ્હેલ રે, અજોડ એક આહિરડી:
મધુમધુરી રસમાધવીની વેલ રે, ગૂર્જર વ ન વી ર ડી:

卐

## પુરના પરોણાને

" એવાં શાં આળ,
રાજ ! માયા ઉતારી ! "

દહાડો દહાડો સ્મરણોની સુરતા જગાડી,
જાશો શું માયા લગાડી ! પરોણા !
શાથી તમ દિલડાં ઉડયાં હો શ્હેરી ?

ઘેરા ઘેરા ઘંટીના નાદે, સૂતેલા—
કુકડો જગાડે વ્હેલા વ્હેલા, પરોણા !
તેથી શું દિલડાં ઉડયાં હો શ્હેરી ?

પાણી પ્રકાશ અન્ન વાયુ : અણમોટયાં,
ગામડાનાં શું ન જોડયાં, પરોણા ?
શાથી તમ દિલડાં ઉડયાં હો શ્હેરી ?

શાંખણીએ ઘી ભર્યાં ઘેબર ન રૂચ્યાં ?
પનિહારી–બેડલાં ખૂંચ્યાં, પરોણા ?
શાથી તમ દિલડાં ઉડયાં હો શ્હેરી ?

ધીંગલિયાં ઢોર મ્હારાં સોરશે સૂનાં;
રૂહો તો દઉં દૂધ ઉનાં ઉનાં, પરોણા !
શાથી તમ દિલડાં ઉડયાં હો શ્હેરી ?

માખણ ઘી–સોનાં ને છાશ, મીઠાં મ્હીડાં,
આરોગી ઠાર્યાં ના હૈડાં, પરોણા !
શાથી તમ દિલડાં ઉઠયાં હો શ્હેરી !

ખેતરમાં રત રતનાં ખીલે વાવેતર:
દૂધભર્યો પાંક દે ચરોતર, પરોણા !
શાથી તમ દિલડાં ઉઠયાં હો શ્હેરી !

શેરીએ શેરીએ ગોપકુળ લીલા;
કુંજે કલ્લોલે કોકિલા, પરોણા !
શાથી તમ દિલડાં ઉઠયાં હો શ્હેરી ?

મ્હેમાની મનમાની કીધી–ના કીધી:
વદાયની વાટ શીદ લીધી, પરોણા ?
ગોઠે તો ગામડે આવશો હો શ્હેરી !

卐

## સમ્ભારણું ❖ " શે'રનો સુબો ક્યારે આવશે રે " ❖

કેવડિયે ગૂંથી છાબડી રે,
છાબડીએ છલકાતાં ફૂલ રે, માળીડા !
એક જ ફૂલનું માગણું રે :
પિયુ વસ્યા પરદેશમાં રે,
વ્હાલમને વ્હાલાં બકુલ રે, માળીડા !
સ્નેહલ દે સમ્ભારણું રે :

માણેકડારીને માંડવે રે,
અમૃતના છંટકાવ રે, ચાંદલિયા !
એક જ બિન્દુનું માગણું રે :
પિયુ વસ્યા પરદેશમાં રે,
અધિરા મુજ અધર ભીંજાવ રે ચાંદલિયા !
સ્નેહલ દે સમ્ભારણું રે :

કોકિલા વસન્તકુંજમાં રે,
પૂરતી પંચમ સૂર રે, ઋતુરાણી !
એક જ ગીતનું માગણું રે :
પિયુ વસ્યા પરદેશમાં રે,
સંગીત એનાં મધુર રે ઋતુરાણી !
સ્નેહલ દે સમ્ભારણું રે :

ધરતી ઉનાળે ધીકતી રે,
શીતળ લ્હારે સમીર રે, મ્હેરામણ!
એક જ મધુરપ માગણું રે:
પિયુ વસ્યા પરદેશમાં રે,
હૈયાની હૂંફે લગીર રે, મ્હેરામણ!
સ્નેહલ દે સમ્ભારણું રે:

ભાદર ભર-પૂર ગાજતો રે,
ચપળા કરે ચમકાર રે, મેઘલ હો!
એક જ જ્યોતિનું માગણું રે:
પિયુ વસ્યા પરદેશમાં રે,
ગૂંથું દગેદગ તાર રે, મેઘલ હો!
સ્નેહલ દે સમ્ભારણું રે:

ફૂલડાંએ છલકાતી છાબડી રે,
સ્મરણોએ છલકાતું ઉર રે, સાહેલડી!
છલકાતાં નિંદર સોણલાં રે:
સ્મરણે જ સંયોગ સાંપડે રે,
દિલનો દિલાવર દૂર રે, સાહેલડી!
દર્શન વણ દન દોહ્યલા રે.

卐

## " ફૂલ એક વ્હાલું " ❖ " શ્યામ રંગ સમિપે ન જાવું " ❖

" ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું,
    વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું ;

માગે તે મૂલ એનાં આલું,
    વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું :

નીલમલીલો રે મ્હારો તુળસીનો ક્યારો,
ક્યારે ફૂલ રોપું રૂપાળું,
    વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું :

ચંદનતલાવડીએ તેડ્યું જો ! ફૂહેડે,
સોળ સોળ પાંખડીવાળું,
    વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું :

કર્દમના કુળમાંથી કંચનશું ઉછરે !
અંગે-રસરંગે રઢિયાળું,
    વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું :

જલની શૈય્યામાં જેનાં હરદમ હૈયાં,
નીરથી નરદમ નિરાળું !
વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એક વ્હાલું :

પૃથ્વીપર પાંખડી ને સૂરજશું આંખડી,
એણે મુજ દિલડાં ઉજાળું :
વરણાગિયા ! ફૂલડાંમાં ફૂલ એ જ વ્હાલું : ”

“ મ્હોતી મા, ઘેલિ ! ખીલ્યાં વીસાતાં ફૂલડે,
હૃદયને પણ પ્રાણ ઢાળું :
સોહાગણ ! વ્હાલમને ફૂલ એ જ વ્હાલું : ”

卐

## ઘમ્મર વ્હલોણાં ❖ "અમરવાડીમાં ડંકો વાગે છે." ❖

ગગન ઘમ્મર વ્હલોણાં ધમકે છે,
મેઘહૈયે વીજલડી ચમકે છે :
—ગગન૦

તલસે ચકોરી એક સ્નેહ–મેહતરસી,
રસવાદળી દૂરદૂર ટમકે છે :
—ગગન૦

કુંજે કળાયલ મોરલો રે નાચે,
ઘેલો ઢેલડદે કાંઠડે તલપે છે :
—ગગન૦

આશાને આરે પોકારે બપૈયો,
'પિયુ–પિયુ' પડછંદવા રણકે છે :
—ગગન૦

ખીલી વાડી ને ખીલી લીલી લીલોતરી,
ખીલ્યાં સ્મરણોએ પોપચું પલકે છે :
—ગગન૦

વર્ષન્તી વાદળી ને પાંગરતી બેલડી,
ઠમક, લચકંતી વેલડી ઠમકે છે :

નેહનયણે વીજલડી ચમકે છે,
મ્હારે મ્હોલે રસવાદળી ટમકે છે;
ગગન ઘમ્મર વ્હલોણાં ધમકે છે.

卐

## વસન્તવિહાર

" વાટકીમાં કેસર ઘોળ્યાં, વાલમજી !
ઉગ્યો છે રંગનો છોડ, રંગમાં રોળ્યાં વાલમજી "

મધુવન મંજરી મ્હોરે વ્હાલમજી !
આવો તો ખેલીએ વસન્તઃ ફૂલડાં ફોરે, વ્હાલમજી !

કુંજે લપ્પાતી, રાજ ! કોકિલા બોલે,
દેતી વધામણાં દિગન્તઃ જીવ ચડ્યો ઝોલે, વ્હાલમજી !

સજાવી વસુન્ધરા વાસન્તિ વાઘા,
કાળજે કાંઇ કાંઈ થાય : કેલિકોડ જાગ્યા, વ્હાલમજી !

ભોગી મધુપ રાજ ! ઉડે પરાગે
ચિત્તડાનાં ગીત ચોરી ગાય : આજ મારે બાગે, વ્હાલમજી !

પિયુ પિયુ પિયુ પિયુ બોલી બપૈયે,
વિરહે વધારી વેદના ય : દૂ:ખે ઘો હૈયે, વ્હાલમજી !

કંચન કંકાવટીમાં ઘોળ્યાં કેસુડાં,
ઝીલીએ ન તો ઝમી જાય, રંગ–પોત રૂડાં, વ્હાલમજી !

વનની વસન્ત ભવન ભવને પધારી,
સજીએ પૂજનના સાજ, પ્રેમના પૂજારી, વ્હાલમજી !

ફૂલડે વસન્ત, દિલદિલડે વસન્ત હો,
આવો તો ખેલીએ આજ, ફાગ રે અનન્તનો, વ્હાલમજી !

卐

## જનનીનાં જોમ ❖ " પ્રીતમ અહીંયે નથી ! " ❖

" ઉપવનનાં ફૂલફૂલે ઘૂમું,
બ્હેન ! ત્હોય ગમતું નથી ;
વ્હાલમનાં હીરચીર ચૂમું,
ચેન ક્યાં ય પડતું નથી !
પાણીડાં જાઉં જગતીરે,
બ્હેન ! ત્હોય ગમતું નથી :
દર્શને સંચરૂં મન્દિરે,
ચેન ક્યાં ય પડતું નથી !
સૃષ્ટિવિહાર સાવ સૂના,
બ્હેન ! ત્યાં ય ગમતું નથી;
ઉમળકા આવે કૈં ઉન્હા,
ચેન ક્યાં ય પડતું નથી !
રમતેલી અજવાળી રાતે,
બ્હેન ! ત્હોય ગમતું નથી ;
વાચ્યું, બજાવું, કન્થ સાથે,
ચેન ક્યાં ય પડતું નથી !
સુહાગી ચાંદલો ને ચૂડી,
બ્હેન ! ત્હોય ગમતું નથી ;
સૂવા બીછાવું સે'જ રૂડી,
ચેન ક્યાં ય પડતું નથી !
ન ગોઠે કશાથી કે કંઇએ,
ચિત્ત હોય ભમતું સખિ ! "
" 'જનનીનાં જોમ' ચડયાં હૈયે !
બેચેન કાંય અમથું નથી ! "

卐

## એકલવાયું જીવન

❖ " રૂપની કલા કરી રે, કે ચતુરા
કયાં ચાલ્યાં, સાહેલડી ? " ❖

અમૃતને આરે રે, કે તેડાવ્યાં વ્હાલે, સાહેલડી !
વિજોગે વખશાં રે, કે સોણલાં સાલે, સાહેલડી !

ભીનાં વાદળ રે, કે વાછંટે છાતાં સાહેલડી !
એવો આંસુડે રે, કે સાળુ ભીંજાતો સાહેલડી !

ઘરથી ન જાણ્યા રે, કે આગમ એના, સાહેલડી !
પડી પિંજર રે, કે અટૂલી મેના, સાહેલડી !

કાળજ કોરે રે, કે જીવતર જૂનાં, સાહેલડી !
હંસલડીયું રે, કે સરવરિયાં સૂનાં, સાહેલડી !

અઘોર વગડે રે, કે એકલડાં રૂહેવું, સાહેલડી !
પાધરે પરણી રે, પરહરવું એવું, સાહેલડી !

ભર્યો ભાદર રે, કે વળી વળી વરસે, સાહેલડી !
તરસ્યાં લોચન રે, કે વ્હાલમ દરશે, સાહેલડી !

પૂર ચડિયાં રે, કે કોણ ઉતારે, સાહેલડી !
સફરી કન્થડ રે, કે રહામે કિનારે, સાહેલડી !

કોઇ ફૂહાવે રે, કે દીધલ કૉલ, સાહેલડી !
વેગે આવે રે, માણીગર મ્હોલ, સાહેલડી !

卐

## વર્ષાઘેલી ❖ "કોઇ કહો એ કોયલડીને ગાયાં કરે" ❖

ઘોર ગગન ઘટા ઘન છાઇ રહી!
છાઇ રહી, અમી પાઇ રહી:
—ઘોર૦

ગોરમ્ભે ઘેર્યો મ્હારો શશિયર દીવડો,
અલિ, વીજ! કહેની વધાઇ કંઇ!
—ઘોર૦

ગંગા છલકાય, છેલા! છલકે જુમનાંજી,
છટા યૌવનભર છલકાઇ રહી!
—ઘોર૦

ભીંજે છે ભોમકા ને ભીંજે ચુંદડલી,
મોરી કીકી મદીલી ભીંજાઇ રહી!
—ઘોર૦

જલને તરંગ પૂરે પંખેરૂ ટહૂકા,
ઉર અજબ સિતારી બજાઇ રહી!
—ઘોર૦

ન્હાતી વસુંધરા ઇન્દ્ર–ન્હાવણીએ,
હું ય કંથડ–નેહે ન્હવાઇ રહી!
—ઘોર૦

બોલે છે મોરલા ને ડોલે ડુંગરવા,
પડછંદ પડે વનરાઇ મહીં!
—ઘોર૦

ખાલી લતા, ખાલી લીલુડી ટશરો,
જગ જાજમ લીલીઁ બીછાઇ રહી!
—ઘોર૦

મેઘલ ફુવારે, મોતન બિંદુડે,
વનલક્ષ્મી અતુલ ઉભરાઇ રહી!
—ઘોર૦

અનામી નામની, અગોચર ધામની,
દગ દિવ્ય છબિ ચીતરાઇ રહી!
—ઘોર૦

卐

## મોરકલગી  " અલબેલી રે અંબે માત "

ડુંગરીએ બોલે મોર, ડોલે શિર કલગી :
કલગીની, અમૃતપ્હોર રે માયા વળગી :
—ડુંગરીએ

અચલ ઇન્દ્રધનુરંગે ઘોળી, ઢોળી મહીં રંગોળી રે ;
કુંકુમ ઉષા લાલગુલાબી–કિરણે કલગી બોળી ;
ડોલે શિર કલગી :

કુન્દનને તાર કરોડ રે ગૂંથી કલગી :
કલગીની, અમૃતપ્હોર, રે માયા વળગી :
—ડુંગરીએ

ટહુકારે, ગિરિકન્દર–કુંજે, મોરલીઓ ગરજાવે રે ;
ટમકન્તે બાદલ થનગન, કમનીય કલા સરજાવે :
ડોલે શિર કલગી :

એને મસ્તક, અમ્મર મ્હોડશી સોહે કલગી :
કલગીની, અમૃતપ્હોર, રે માયા વળગી :
—ડુંગરીએ

કલા, કલાધર સરજી, સર્જકને ચરણે પધરાવે રે ;
પ્રસાદમાં પામ્યો કલગી, તે કૃષ્ણકિરીટ ચડાવે !
ડોલે શિર કલગી :

શા 'કલાધરો'! તમ કોડ ; શી માયા વળગી !
કયમ ભીંજે પુણ્યપ્હરોડ, સજવા યશકલગી.
—ડુંગરીએ

卐

## રાજહંસ ❖ " તરસ્યા એ વાદળીને તીર–" ❖

અવધૂતના માનસને આરે,
કે રાજહંસ, એકલ ઉડે રે
અમરોના અમૃતફુવારે,
કે રાજહંસ, એકલ ઉડે રે !
અમ્બોધિ ક્ષીરના ઉલેચે વાદળી,
વર્ષન્તી મૂશળધારે ;
કે રાજહંસ એકલ ઉડે રે !
—અમરોના

તારકનાં ઝૂમખાંમાં મુક્તાફળ મ્હોરતાં,
ચરવાં નહિ મોતનને ક્યારે !
કે રાજહંસ એકલ ઉડે રે !
—અમરોના

શિખરોના સંતને એકાકી ઉડવાં,
રમવાને પાર્વતી પુકારે ;
ને રાજહંસ એકલ ઉડે રે !
—અમરોના

રેલી સૂનકાર, મેલી વગડાશી વાડીઓ,
સંચરતા વ્યોમના વિહારે;
કે રાજહંસ એકલ ઉડે રે !
—અમરોના

એકલડા આતમને આરે,
પરમહંસ એકલ ઉડે રે !
ઉડે–ઉડે, ને તેજતારે,
કે બ્રહ્મરસે એકલ બૂડે રે !

卐

## તપસી ❖ " પાલવડો મારો મેલો મોહનજી ! " ❖

❀

" થંભો જી, થાક ચડ્યા આતમને જોગીરાજ !
વસમા ચડાવ કેમ ચડિયે જી રે ?
પડળોને પડદે પોપચાં મિંચાતાં,
ચડિયે ચડાવ ને પછડીએ જી રે !

ભડકે હરણાંશું હૈયું—ધડકે ભેખડથી,
ભમતાં ભૂલાય ભેખ—વાટડી જી રે;
શૃંગે ચડીને શીદ ઊભા અવધૂત, ત્યાં ?
વીંધાય પીળુ કેમ આકરી જી રે ?

ચરણો જ્યાં ઉપડે, ત્યાં લપસાવે ચાખડી !
કંથા ચીરન્ત કાળવાયુ જી રે;
ડોલે કમંડલું ને ડોલે છે દિલડું,
એળે વહન્ત એમ આયુ જી રે !

સાહો જી હાથ, સાથ દેશો જોગન્દર !
ભીક્ષુને દેશો ભેખ—સિદ્ધિ જી રે;
દીક્ષામાં દીધ મ્હારે અણબીંજ્યે અંચળે,
તરવો અનન્ત વિશ્વનિધિ જી રે :"

■

" ચેતનની ચીનગારી પડો પ્રજાળશી,
    ભયની ભભૂતે ભેખ લીજીએ જી રે;
કન્થાના કોડ શા ને ચાખડીએ ચિત્ત શાં ?
    માયા ને મૃત્યુ ઘોળી પીજીએ જી રે :

પ્રકટે ભાનુ ને ખીલે પંકજની પાંખડી,
    પ્રભા ઝીલન્ત પદ્મ પોતે જી રે;
સન્તો રે જ્ઞાનપન્થ, પળીએ પુરુષાર્થથી,
    સંયમ સમાધિ જોગ–જ્યોતે જી રે :

થંભે સૂરજ ના, ને થંભે ના ચન્દ્રમા,
    થંભે ના ધરતીની ધેનું જી રે :
સફરો અનન્તની, ને આતમને થાક શા ?
    પ્રેરે જો ! પન્થ બ્રહ્મવેણુ જી રે :"

卐

## આત્મગૂંજન ❖ " વીજલડી રે સન્દેશો મ્હારો " ❖

મેઘલી રાત મહીં ધ્રુવતણો તારલો,
ચમકે ગગનગુહા ભેદી જી રે;
જુગજુગના જોગીશો અમ્મર હંસલો,
નિરખે પ્રકાશ—રેખ એવી જી રે:

ઘેરૂં આકાશ, ઘેરોઘેરી વાદળિયો,
નમેરી નિશમાંહ્ય મ્હાલવાં જી રે;
ગગને ઉગેલ એક રૂપેરી ચાંદલો—
દોરે તે દિશ એને ચાલવાં જી રે:

ભરતી ને ઓટ, સ્વલ્પ સિન્ધુના ઉભરા,
મધ્યે અડોલ દીપદાંડી જી રે;
ભડકા ને છાંય—વૃષ્ટિ મધ્ય ગિરિ ગાજતો,
નિગ્રહ સમાધિ એમ માંડી જી રે:

તૂટો એ આભ ! ખૂટો ધરતીના રસકૂપ,
ધીકો દિગન્ત કાળવીજે જી રે;
સનાતન હંસ તરે કાળકેરે કાંઠડે,
પ્રલયનાં પૂરથી ન ભીંજે જી રે.

卐

## રાખડી રંગભીની ❖ " સમરૂં ગિરધારી " ❖

ફૂલ–વાડીમાં માધવીની વેલ રે, વેલ સુગન્ધભીની ;
રાજ ! શીળી સરોવરપાળ રે, હોડલી બન્ધહીણી :
કુળવાડીમાં એક તું જ બ્હેન રે, વત્સલ–ગંગભીની ;
બ્હેને ગૂંથેલી વીરને વ્હાલ રે, રાખડી રંગભીની :

હીર–તાંતણે નિર્મળ હેત રે, રાખડી રંગભીની ;
વણ્યા દોરલે દિલના તાર રે, રાખડી રંગભીની :
ફૂલ રેશમી લળકે શ્વેત રે, રાખડી રંગભીની ;
બ્હેન–હૈયે એવો શુદ્ધ પ્યાર રે, રાખડી રંગભીની :

મઢયાં મોતીડે ઝળકન્ત જ્યોત રે, રાખડી રંગભીની ;
વીરી ! એમાં તુજ આંખડી પ્રકાશ રે, રાખડી રંગભીની :
બ્હેન ! મુલાયમ હીરને પોત રે, રાખડી રંગભીની ;
નરી નીતરે ભાવની ફુમાશ રે, રાખડી રંગભીની :

હીરતાંતણે હૈયાં ગૂંથે રે, રાખડી રંગભીની ;
જડયા જીવનના તાર કેમ તૂટે રે, રાખડી રંગભીની :
બ્હેન બળેવે વીરને બાંધે રે, રાખડી રંગભીની ;
હીરદોરે સદૈવ સ્નેહ સાંધે રે, રાખડી રંગભીની :

મીઠી મ્હોરંત દેવ–ફૂલપાંખડી રે, રાખડી રંગભીની ;
બ્હેન ! એવી તું મુજ કુળઆંખડી રે, રાખડી રંગભીની :

卐

## વણમ્હોરી હૈયાવેલ ❖ માઢ ❖

ભીના હીમગુલાબી આભલે,
ઓઢયો શ્યામલ કામળ આજ !
શીળી સરવરિયાની સે'જમાં,
પોઢયો પોયણીએ રસરાજ !

—ભીના

રજનીની રજતચુન્દડી રે, ઉડે અગોચર મ્હેલ;
મ્હેરામણે માંડી મીટડી: દિઠે જામે નહિ રસરેલ રે

—શીળી

છાયા કો નમેરી છાવરે રે, અમૃતવર્ષણ-હેલ;
ટળવળે ચાતક ચિત્તડું : મારી વીલાતી હૈયાની વેલ રે

—શીળી

ખૂટયાં શું ગગનટોડલે રે, તેજલ તારકતેલ?
ચાંદરણી ચમકે નહિ : રસભર ટમકે ન હૈયાની વેલ રે

—શીળી

વીજ લપાઇ વાદળે રે, દોહ્લા મેઘલ મેળ !
થંભ્યો નર્તન્તો મોરલો, વીલી વિમાસે હૈયાની વેલ રે

—શીળી

સ્વાતિ ! સમદર સીપમાં રે મોતી ન આજ મ્હોરેલ !
ભરતી ચડે દિલ ભાવની, પણ મ્હોરે ન હૈયાની વેલ રે

—શીળી

મ્હેરકે મિચ્યાં શું પોપચાં રે, પ્રતિભાગ્યે પાંખો બીડેલ !
ઠગણી ! ઠરી શીદ કીકીમાં ? સૂની સોરન્તી હૈયાની વેલ રે

—શીળી

વાયુ વહે અણુદીઠડા રે, મીઠડાં સ્પર્શન-ગેલ :
દર્શનતરસી આંખડી, કુસુમલ-તરસી હૈયાની વેલ રે-

એનાં દાર્દ, કલીન્દર ! દાખવો:-
દિલ દર્દ દ્રવે સહસા જ,
હૈયાવેલે કવિતાપાંખડી,
કયમ મ્હોરે-ન ફોરે આજ ?

--બીના

卐

## માયામૃગ

❖ " તમે અજાણ્યા, અમે જાણીએ રે " ❖

" ધીમાં પગલે ધરે લીલી ચાંપતો રે,
પેલો પંપાસરોવરે ખેલતો રે,
રૂડો કાઞ્ચનવરણો કુરંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે :

" એની ચમકન્તી ચપળાશી આંખડી રે,
સોહે શિંગડીઓ શિર વાંકડી રે,
ડોક ઊંચી, ને ભરતો છલંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે. "

" ઘેલાં વેણુ શાં આવાં ઉચ્ચરો રે ?
ન્હોય ઉજળાં એટલાં દૂધડાં રે ;
લાગે માયાવી ઠોક કુરંગ રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે, "

" નથી સુણ્યું, નથી કદિ દીઠડું રે,
અંગ વિધિએ કંચનથી મઢ્યું રે ;
એનાં સન્ધ્યાશાં મોહક અંગ રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે. "

"હશે સાચા કે દંભી શું જાણીએ રે ?
નાથ ! મદ્દલિએ એને આણીએ રે ;
પૂરો આશાભરીનો ઉમંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે."

"શીદ સ્વારથની ચંડા સીડીએ રે ?
પ્રાણી વાંક વિના કેમ પીડીએ રે ?
છોડો બાળપણું મા ભુજંગ રે. સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે."

"જોવાં મૃગયાખેલન માલરે રે,
જોઉં, વિદ્યા કેવી વશ થાય છે રે !
છોડો બાણ, વીંધો એનાં અંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે."

"વરી વિદ્યા તે કેમ વંકાવીએ રે ?
સમે પરાક્રમે પંકાવીએ રે ;
પરમાર્થે વહે પુણ્યગંગ રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે."

"જાણ્યું, છાના રહો અલબેલડા રે,
જાણે છેક દિસો ઘરઘેલડા રે !
ભાળું રાજની ધર્મનો ભંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે."

"હોયે શૂરા તે સિંહશુ ઝૂઝતા રે,
દીન-દુર્બળને નહિ દુભતા રે;
સમોવડિયાશુ ખેલશું જંગ રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે."

"દગણી વાતોથી લોચન ભીંજવો રે!
પિયુ, પરણ્યા તો રમણીને રીઝવો રે;
ઘરથી જાણ્યા ન્હોતા આવા ઢંગ રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે."

"રાજમન્દિરે દઉં મુખમાગણ્યાં રે,
વનવાસે શાં આવાં રૂસણાં રે?
છુટ્ટો મૂકો મા મનમાતંગ રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે."

"મોહ્યા મોહ્યા ચારુ મૃગચર્મથી રે,
મહા મુનિ ને સંત જોગી જતી રે;
આજ લાગી મનેય લગન રે, રઘુપતિ,
મૃગલે મનડાં હર્યાં રે."

"જોગી-જતીનાં જીવન જૂજવાં રે,
સતિ, આદેશ એમના પૂજવા રે;
ગુણલક્ષ્મી અણેરી ગહન રે, સુણો સતિ,
રૂપથી નવ રાચીએ રે."

*

હોય હઠીલા જોગી ને રાજવી રે.
એમ હઠે ચઢ્યાં સીતા સાધવી રે;
સાંખ્યા જાય ન સતીના વ્યંગ્ય રે, રઘુવીર,
સંચર્યા મૃગ મારવા રે :

હણ્યો કુરંગ કંચુકી કારણે રે,
હર્યાં જાનકી જુગતિથી રાવણે રે;
જોયો વસમો યુદ્ધ—પ્રસંગ રે, અશોકવન,
એકલાં સતી શોચતાં રે :—

" પરભોમની ઝળક-ઝૂરકી રે,
" એ તો માયાવી મોહક સૂરખા રે;
" હણે હીર, કરે વ્રતભંગ રે, માયામૃગ,
" આંગણે શીદ આવિયો રે ?

" વ્હાલાં વતનનાં પોત ઝૂજવાં રે,
" કાલાં કપાસનાં મારે પૂજવાં રે,
" એનાં પટકૂળે ઓપે અંગ રે. માયામૃગ !
મોહ તેં મૂકાવિયોરે. "

卐

## સરસ્વતી–વિલાપ ❖ " મેના પોપટજીને વિનંવે રે " ❖

ઝબકે ઝીણો તેજતારલો રે,
રજનીએ છાયો અન્ધાર;
ઘોરમ્બે ઘન ગાજતો રે:

ડુંગર ડોલતો મોરલો રે,
મોરલિયે અસવાર–
શારદ—દિલ દાઝતાં રે!

વીણા સૂની પડી સોરતી રે,
કલગી રોળે કલમોર,
માંડી મીટ વાદળિયે:

આદિત્ય છવાયો આભલે રે!
ઉગે ન અમૃતપ્હોર,
પ્હરોડની પાવડીએ!

એવે જોગન્દર આવિયા રે,
અવધૂતશો અવતાર;
ત્રિલોચન ઉઘડે રે:

પૂછે: " દેવિ! શાદ સોરતાં રે?
ઝણે ન વીણાના તાર!
કલાધર કાં રડે રે?"

વગતાં દેવી એમ ઓચરે રે–
" લડતી બે ભારતઆંખ :
" ભૂલી નિજ આંગણું રે :

" પાંખાળુ ભારતપંખેરુ રે,
" છેદે પરસ્પર પાંખ,
" ઉડે : પડે : પાંગળું રે :

" બુઝે, ને બુઝાવે દીવડો રે !
" કિરણોએ કિરણ કપાય !
" ઉષા થમ્ભે ઉગતી રે :

" પ્રકાશ તે કયમ પાંગરે રે ?
" ધર્મ રૂધીરે ધોવાય,
" દેવો રૂએ દુઃખથી રે :

" સુણો જોગી, સુણો શિવજી રે,
" સુર બને જ્યાં બેસુર,
" સંગીત શાં રેડવાં રે ? "

રૂદ્ર હસે તવ હારમું રે,
નયણે પ્રલયનાં નૂર—
ઝરે, ભેદ ફેડવા રે :

આશભર્યો ઉગે તારલો રે,
ચેતનને ચમકાર,
વિખેરાશે વાદળાં રે.

—ઝંઝં

卐

## જોગમાયાનો રાસ ❖ " અનુષ્ટૂપ " ❖

❋

" નહિ નૈવેદ્ય કે પૂષ્પો, ઘૃત—ના ધૂપની સળી ;
" હણાયાં દિવ્ય દ્રવ્યો સૌ, ધરૂં શી આજ અંજલિ ! "

મૈયાને મન્દિરે ઊભો પૂજારી મુખડે વીલે ;
થઈ કુંઠિત વાણી, ને દીનતા દ્રવતી દિલે :

પીગળ્યા મૂક ભાવો, જે અશ્રુથી જ ઉકેલતો—
સમર્પે અંજલિ અંતે વીર, શિર વધેરતો !

ફૂવારો રક્તનો ફૂટ્યો પાદામ્બુજ પખાળતો !
'બળિ'નો વેદના—અગ્નિ, ખંડખંડ પ્રજાળતો !

તર્પણે માત ઝૂકયાં, ને ઉડયાં ત્યાગી સિંહાસન ;
ભક્તોની ભીડ આલેખી, આદરે શક્તિ, શાસન :

❋

[ " સ્નેહધામ સૂનાં સૂનાં રે " ]

લીલા સંકેલી બ્રહ્મમોરલે રે,
આભ થંભ્યા સૂરજ ને ચન્દ રે;
અંબિકાનો હાકલ પડે રે :

હાકે હિમાદ્રિ ડોલતા રે,
પડે પ્રલયના પડછન્દ રે :
ચંડિકાની સ્વારી ચડે રે :

અંગાર—ઝરતી આંખડી રે,
ધરે શંભુનો સંહારયોગ રે ;
ધાકથી ધરતી ધ્રૂજે રે :

ભરખે ભભૂકતી જ્વાળને રે,
ઝીલે ભવાની ખપ્પર ભોગ રે ,
વીજ, જોગમાયા વીંઝે રે :

કોપી મહિષાસુરમર્દિની રે,
જેણે લોપી જગદંબાની આણ રે;
મૃત્યુઘંટ રણકી રહ્યો રે :

જોગી જતી સંત સાધવી, ને-
સૂર ઝંખે જગતકલ્યાણ રે ;
ઉચ્ચરે જય જય રે :

અંગે અભેદ્ય તેજ–ચુંદડી રે,
કસી બાંધ્યો અંબોડલે કાળ રે ;
કાલિકા રૂડયાં રણે રે :

સાધ્યું ત્રિશૂળ વજ્રબાહુએ રે,
કંઠ ઝૂલે મૃત્યુંજયમાળ રે;
જોવોં કોને કોને લળે રે:-

વેડી વસન્તમ્હોરી વાડીઓ રે,
રોપ છૂંદ્યા જેણે જાતવાન રે;
આજ એનોં અવધો નમે રે:

ખૂંદીને ફળદ્રુપ ખેતરો રે,
કીધી વગડાશી વાટ વેરાન રે:
આજ એનોં અવધો નમે રે:

છોયો, પુરાતન ધર્મનો રે,
જેણે તપનો સનાતન તાજ રે:
આજ એનોં અવધો નમે રે:

ડેલી ખરાબે, નંદવ્યાં રે,
કલાજીવનનાં સફરી જહાજ રે:
આજ એની અવધો નમે રે:

જળથી રત્નાકર છીનવ્યો રે,
એણી વાણિજ્યખેલન રાજ્ય રે;
આજ એનોં અવધો નમે રે:

બેઠી ભૂતાવળ કારમી રે,
ભોગલીલાથી રંગભેર આજ રે !
રાસ ભોગમાયા રમે રે :

卐

દસ્યુનાં અસ્થિથી ક્ષેત્રે, પૂરાયાં નવ-ખાતર ;
થયો પુનર્વિધાને જ્યાં, સંસ્થાપિત યુગાન્તર .

'ભક્તિ'ની વાસના-યોગે ભક્તને, સૃષ્ટિસર્જક ;
કર્યા છે, કે : પુનર્જન્મે સર્જતા શક્તિપૂજક :

卐

## હિમાલયનાં આંસુ !    : માઢ :

હો   અવધૂત   ભારતજોગિડા !
   ત્હારાં લોચનિયાં ઘડી ઢાળ ;

વીંધી વ્હે ગિરિકન્દર આંસુડાં :
   ત્હારે આંસુડે પ્રલયકાળ !

ઊભો અનાદિ યુગથી રે ઝીલન્તો રૂદનપૂર :
અશ્રુને એકેક બિન્દુડે ધ્રૂજ્યાં બ્રહ્માન્ડ ને નમ્યા સુર !
   ત્હારે આંસુડે પ્રલયપૂર –હો

રૂદનભીંજ્યાં પોપચે રે સતીના સુણી આદેશ ;
આદિત્ય ઉગ્યા ન આભલે : ધ્રૂજ્યા બ્રહ્મા ને વિષ્ણુ મહેશ !
   ત્હારે આંસુડે શા સન્દેશ ? હો

જનકસુતાએ સારવ્યો રે અશોકવાડીએ શોક ;
કંપી ધરા જેનાં આંસુડે ને ખળભળીઆ ચૌદ લોક !
   ત્હારાં આંસુ કળે જન કોક –હો

રૂઠયો સહોદર રાજ્વી રે ધોવા ધસ્યો નિર્માણ :
દેવકીનાં દીન આંસુડે કીધ સૃષ્ટિએ શોણિતસ્નાન !
   ત્હારે આંસુડે કયાં અમ સ્થાન ! હો

દુઃશાસન એમ ઉઘાડતો રે, પરવશ પાંડવપ્રાણ :
દ્રૌપદીનાં ઉન્હાં આંસુડે ખૂટ્યાં કૌરવકુળ-એંધાણ !
ત્હારે આંસુડે શા દિનમાન ? હો

આજે વનવનના કેશરી રે ગાજન્તા "કેસરીઆ" વીર :
રણવાસને એક બિન્દુડે, રણસિન્ધુડે છલકયાં રૂધીર !
ત્હારે આંસુડે ખૂટયાં ખમીર ! હો

ભડકા પીધા ભૂતકાળના રે, આંસુડે એની શેવાળ !!
શેવાળથી ર્‌યાં હીમ તે, વહે ધોવા શું ધરતીનાં આળ ?
માડીજાયાં બને શુદ્ધ બાળ—

ગૂંથું ગહન, જીવનતાંતણે,
ત્હારી આંસુડાંની માળ :
વ્હેજો વ્હેજો હિમાચળ ! હેમથી,
ભૂમિ ભારતના રખવાળ !
—હો

卐

## વીરાંગના ❖ માઢ ❖

સોહે શિર મણિમય મ્હોડ રે,
એને રણખેલનના કોડ :
સિંહણશોરે ગાજતાં રે, ગિરિકંદર વનવાટ ;
ગર્ભ ગળે, સિન્ધુ ઉછળે, સુણી વીરાંગનાની હાક રે
—સોહે

મેરુ ઝીલે ઝડી મેઘની રે, ઊભો અવિચળ ઠામ ;
સુસવતાં તીર ઝીલવા, એ તો આતુર આઠે જામ રે
—સોહે

પૃથ્વીનાં પડને ભેદતી રે, પલકારે વીંધે વ્યોમ ;
વીજ એવી જેનાં લોચને, ઘૂમે વીરાંગના ભરજોમ રે
—સોહે

વજ્રકછોટે ઝૂલતી રે, શોણિત—તરસી તેગ ;
ખાંડાની ધારે ખેલતી, વીંઝે રણચંડીને વેગ રે
—સોહે

જીતે દશેન્દ્રિય જૂથ ને રે, જોગીડા નિગ્રહ જોગ ;
ઝૂઝે અરિદળ જીતવા, વણુ બીરૂ કે ભડને ભોગ રે
—સોહે

ધન્ય ઘડી એવાં યુદ્ધની રે, અમૃતપ્રહરે કોક,
ભારતભવાની ખેલશે ને વધાવશે સુરલોક રે
—સોહે

卐

## રસરાજવીને ❖ " ઊંચી આંબાકેરી ડાળિયે રે " ❖

વેગે મા આથમીશ ચાંદલા રે,
ફૂલના વિરામશે વિલાસ !
ઉરના ઢોળીશ મા ઉલ્લાસ, } રસરાજવી !
ઝીલી ના ખોબલે, ખીલી કલા રે :
—વેગે

ખીલી—ના ખીલીં પૂરી પાંખડી રે,
પીધાં ના પોયણે પ્રકાશ ; રસરાજવી !
સિંચે, ને મિંચે શીદ આંખડી રે ?
—વેગે

જોને, ચકોરી, વેલ-જાળીએ રે-
ઉડે : પીયૂષ ના પીવાય, રસરાજવી !
ઉડે, ને ખૂંડે અજવાળીએ રે !
—વેગે

ચન્દ્રિએ ભીંજી ચારુ ચુન્દડી રે,
અમૃતે ઉર ના ભીંજાય ! રસરાજવી !
ઉરની ભીડાય કળી ઊઘડી રે !
—વેગે

રાખું રસરાજ ! આજ આંતરી રે !
રમવા કાજે બ્રહ્મરાસ, રસરાજવી !
સરખી સાહેલીં મ્હેં તો ન્હોતરી રે :
—વેગે

વેગે મા આથમીશ ચાંદલા રે,
જાગી, ઉજાળવાને આશ, રસરાજવી !
ખીલજે સદૈવ સુરમોરલા રે : —વેગે

卐 卐 卐

# ગુજરાતનો જળપ્રલય

રા સ ડો

૨૬ : ૭ : '૨૭

# ગુજરાતનો જળપ્રલય

અષાડી મેઘ ઘોર ગાજ્યા,
કે રૂઠયા ઈન્દ્રરાજા, કનૈયા !

પ્રલયનાં પૂર ચડી આવ્યાં,
કરાળ કાળ લાવ્યાં, કનૈયા !

વારિ-વરૂણ જંગ જાગ્યાં,
કે મૃત્યુઘંટ વાગ્યા, કનૈયા !

વાયુ પ્રચન્ડવેગ વાયા,
ને કંપી મેરુકાયા, કનૈયા !

ઘેરા વંટોળ-ઘૂઘવાટે,
કે વજ્રદિલ ફાટે, કનૈયા !

ગગને જોરમ્ભરંગ ન્યારા,
ન સૂર્ય ચન્દ્ર તારા, કનૈયા !

ઝીલે ધરતી ન ધોધધારા,
ન વીજ ચમકારા, કનૈયા !

અમ્બોધિ આભલેથી ફાટયો,
દેવાધ કેમ દાટો, કનૈયા ?

પાતાળ ફેડી નીર ફાલ્યાં,
તાંડવનૃત્ય ચાલ્યાં, કનૈયા !

નદિયો શી—નાળાં શાં એને ?
ઘોડાપૂર વ્હેણે : કનૈયા !

ધસમસતાં ધોધમાર પૂરે,
કે કોટિ જીવ ઝૂરે, કનૈયા !

વાયુ ને વર્ષાનો મારો,
ન તરવાનો આરો, કનૈયા !

ઠરવાના ડૂબ્યા કે ઠામો,
તારાજ થયાં ગામો, કનૈયા !

મ્હોલાતો, મેડાં, માળ તૂટયાં
ને વ્હાલાં, વિખૂટાં ! કનૈયા !

" દોડો ! હટાઉં, કોક દોડો ! "
ને અંગ ઇંટ–રોડાં, કનૈયા !

મિલ્કત ને માલ ધૂળધાણી,
કે ચોમેર પાણી, કનૈયા !

ખેડુતે ઘરબાર ખોયાં,
અનાથ બની રોયાં, કનૈયા !

ઢિંગલીઆં ઢોર રઘવાયાં,
પ્રવાહે તણાયાં, કનૈયા !

નગરો ને નાનકડાં ગામો,
દારુણ દુઃખ પામ્યાં, કનૈયા !

માછલડાં ટળવળતાં કાંઠે,
કે લોક એમ ટાંપે, કનૈયા !

મુડદાંનાં નાવડાં નાચે,
પ્રવાહ ઘોર ગાજે, કનૈયા !

માવડી મૃત્યુને મ્હોરે,
ન બાળ છાતી છોડે, કનૈયા !

ધેનુનાં ધણ ગોપ વાળે,
ને ઝડપ્યાં કાળે, કનૈયા !

બાઇ કોક ઊંચેરી ઊભી,
કે બેખડો તૂટી, કનૈયા !

ઝાડ ઝાલી બેઠી પ્રસૂતા,
ત્યાં સાંપડે સૂતા, કનૈયા !

લટક્યા કૈં લોક તરુડાળે,
કે અંતરિયાળે, કનૈયા !

રાતો સુખદુઃખે વિતાડી,
કે સૂણી થંભે નાડી, કનૈયા !

આભલેથી ફૂટે ફુવારા,
વ્હે એમ અશ્રુધારા, કનૈયા !

રોયા પત્થર, રોઇ ભૂમિ,
કે આર્ત્તનાદ સૂણી, કનૈયા !

તારો તૂટ્યા ને ગાડી ઝૂલે,
કે પાણી ચડયાં પૂલે, કનૈયા !

ઉતારુ વગડાઉ વાટે:
ન સિધું-પાણી સાથે, કનૈયા !

સન્દેશા કોણ-ક્યાંથી લાવે ?
ન જાય-કોઈ આવે, કનૈયા !

મૈકાંની શોધખોળ શોધી,
કે કુદરત કોપી, કનૈયા !

સદીથી સમૃદ્ધિ સાધિ,
લે જગમાં સમાધિ, કનૈયા !

જળને સ્વભાવ શીત શાંતિ.
ત્યાં કારમી ક્રાન્તિ, કનૈયા !

સૂચવ્યું-કે ઇતિહાસે વાચ્યું,
તે આજ પડયુ સાચું, કનૈયા !

ધર્મિષ્ઠા ધાય દીનદ્વારે,
ને દુઃખો દિલ ડારે, કનૈયા !

ધૂપવતી ભરતીની છોળે,
કે જેમ બોલ બોલે, કનૈયા !

“ જીવનની હેલે ચડી હોડી,
“ ત્યાં તું જ દીપદાંડી, કનૈયા !

“ આળકલાં છળકપાનાં છોળો,
“ કે ઝ્હેરયાં ને બોળ્યાં ! કનૈયા ! ”

પ્રલયનાં પૂર, ગૂજરાતે,
કે આત્મબોધ આપે, કનૈયા :–

“ માટીનો દેહ : પ્રાણ, પાણી :
શી એની એંધાણી, કનૈયા !

“ ખર્ચ્યું તે ખોયું. કળજુગે,
ને વાવ્યું, તે ઉગે : કનૈયા !

કેશવ શેઠ કૃત

# પુસ્તકો



| | |
|---|---|
| સ્વદેશ-ગીતાવલિ | ૦-૧૪ |
| રાસ | ૦-૧૨ |
| પ્રભુચરણે | ૦—૮ |
| સ્નેહસંગીત | ૦-૧૨ |
| અંજલિ | ૧—૪ |
| જીવનસ્મરણો | ૬—૮ |
| કળિયુગની વાતો | ૦-૧૨ |
| મહાગુજરાતનો મહાકવિ | ૦—૩ |
| રાસમંજરી | ૦-૧૨ |
| સંભાજીનું રાજ્યારોહણ, કોન્સ્ટેન્ટિનોપલની કથા | 'પ્રજાબન્ધુ'નાં ભેટ પુસ્તકો |



સહાયતા મુદ્રણકલા મન્દિર,

ચાર રસ્તા, અમદાવાદ

# રાસમંજરી

મળવાનાં સ્થળ

1. ૧. 'ગુણસુન્દરી' કાર્યાલય,
   ૧૦૫, ગિરગામ, મુંબાઇ
2. ૨. યુગાન્તર કાર્યાલય,
   ગોપીપુરા, સુરત
3. ૩. 'પુસ્તકાલય' કાર્યાલય,
   રાવપુરા, વડોદરા
4. ૪. 'નવચેતન' કાર્યાલય,
   ૨, માનુકસલેમન, કલકત્તા
5. ૫. ખડાયતા પ્રેસ,
   ચાર રસ્તા, અમદાવાદ

શિષ્ટસાહિત્ય
ગ્રન્થમાળા

આ પ્રેસનાં
પ્રકાશનો

૧
અંજલિ

૨
મહાગુજરાતના
મહાકવિ

૩
ઉંબિયું

૪
રાસમંજરી

૫
ફૂઇબા-કાકી

KHADAYATA
PRESS
AHMEDABAD